# स्त्रिना निति धर्म.

बनावी प्रसिद्ध करनार.

ઈશ્વરદાસ ભગવાનદાસ.

૧૮૫૦




નડીયાદ.

અમદાવાદી ચઉટામાં વાયડા પોળમાં

शा. रणछोडलाल खुशालदासना छापखानामां

શા૦ રતનચંદ કાળીદાસે છાપી.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૨


કિમ્મત રૂ૦-૮-૦

# અર્પણ પત્રીકા.

સ્વર્ગવાસી બાઇ પાર્વતી કુંવરના

પવિત્ર સ્મરણને

આ

સ્ત્રી ઉપયોગી બધુ ગ્રંથ

માન પુર્વક

અર્પણ કર્યોછે.

ગ્રંથ કર્તા.

# આ નિબંધ માટે સૂચના.



થોડી મુદત ઉપર આ નિબંધના વિષયો મેં એક સાદી નોટ ઉપર લખી રાખેલા, પણ પાછળથી મારે કેટલીક હરકત આવી પડવાથી તેમાં મારા મનમાં ધાર્યા પ્રમાણે ફેરફાર થઇ શકયા નહીં. એટલામાં મુદત પૂરી થઇ જવા આવ્યાથી મારી મેહેનત બરબાદ જશે તેથી ઉપર ઉપરથી કેટલોક સુધારો કરીને આ બુકમાં લખી રવાના કર્યા છે. એમાં વાકય રચના વગેરે ભૂલો કેટલીકમાં છે એમ મને લાગેછે તે વિદ્વાનોને લાગશે એમાં કાંઇ શક નથી. પણ એઓ સાહેબો દરગુજર કરી લેશો એવી મને પૂર્ણ ખાતરી છે તેમ છતાં આ સ્થળે અરજ કરૂ છું.

આ નિબંધ કમીટીની નિધામાં આવે અને એઓ મને ફરીને સુધારવાને કેટલીક મુદતની સાથે ફરમાવે તો મારી લઘુ બુદ્ધિ પ્રમાણે હું કેટલોક ફેરફાર કરીને સુધારીશ.

આ નિબંધની દરેક બાબત એ આખો નિબંધજ છે પણ તેને ટુકામાં સમાવાની તેથી દરેક બાબતપર સારાંશ વર્ણન કરેલું છે.

માહે એપ્રીલ સને ૧૮૭૬ ના માસના બુદ્ધિ પ્રકાશમાં જે બાબતો આ નિબંધમાં લાવવા માટે સૂચવેલું તે દરેક બાબતપર મેં છુટક છુટક લખાણ કરેલું છે. કારણ કે એકંદર લખાણ વાંચવાંથી કંટાળો ઉપજે છે પણ છુટક છુટક હોવાથી દરેક બાબત પર સમજીને વધારે ધ્યાન આપવામાં આવે.

આ સ્ત્રીઓ સંબંધી નિબંધમાં કેટલીક જગોએ પુરૂષોને સૂચના આપવામાં આવી છે. કારણ કે હાલનો ઘણોખરો દોર પુરૂષોના હાથમાં છે. અને સ્ત્રીઓ પોતામાં પોતાની મેળે સુધારા કરી શકે એટલા જ્ઞાનને પામી નથી. અને પુરૂષો તે જ્ઞાનને પામેલા છે. પુરૂષ એ સ્ત્રીનું અર્ધાંગ છે અને બાહેરનાં કામોનો અધિષ્ઠાતા છે. માટે બાહેરનાં કામો સંબંધીમાં પુરૂ-

સાને સૂચના આપવી જોઇએ. એમ જાણી મેં મારી લઘુ બુદ્ધિ માફક આ નિબંધ લખ્યો છે. તા૦ ૨૭ મી માહે જુન સને ૧૮૭૬.

દુહો.

સજ્જન સમા બિચારીએ, અપને કુલકી રીત;<br>
બરાબરીસેં કીજીએ, વિવા, બેર ઓર પ્રીત.



# સ્ત્રીના નિતિ ધર્મ વિશે નિબંધ.



પરમ કૃપાળુ પરમાત્માએ આ જગતમાં માણસ, પશુ, પક્ષી વીગરે પ્રાણી જાત ઉત્પંન કરી છે. તે સૌમાં માણસ જાત વિચાર શકિતએ કરી ઉપરી પણું ભોગવે છે.

તમામ ચૈતન્ય જીવ જાતમાં સ્ત્રી અને પુરૂષ એવી બેજ જાતછે તેઓમાં કેટલાંક પ્રાણી જન્મતી વખત જોડ થઈ ( સ્ત્રી પુરૂષ સાથે ) જન્મે છે.* અને એ બે વડે એઓનો ગ્રહસ્થાશ્રમ ચાલી સંતાન ઉત્પંન થાયછે.

માણસોમાં પ્રથમ એવી રીતે ભાઈબેન વડે સંસાર ચાલ્યો હશે. અને તે ઉપરથી એ વખતને જુગલીઆંનો જુગ કહેતા હશે. ત્યાર બાદ ભત્રીજા,† ભત્રીજી અથવા મામા ફોઈનાં છોકરાંનો સબંધ ચાલ્યો હશે. અને તે ચાલ હજુ કેટલાક રાજા ઈ. એમાં ચાલે છે. પછી જેમ જેમ વસ્તીનો અને બુદ્ધિનો વધારો થતો ગયો તેમ તેમ એ ચાલ ના પસંદ પડવાથી એક બીજા દૂરના સગાની કંન્યા આપ લે કરતા ગયા. અને છેવટે હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વેશ્ય અને શુદ્ર એવી ચાર જાત બંધાઈ. એમાં બ્રાહ્મણો ※ સૌથી ઉત્તમ જાતના તે બાકીની ત્રણે જાતની કંન્યા લેતા હતા. ક્ષત્રી વેશ્ય જાતની અને વેશ્ય શુદ્ર જાતની કન્યા લેતા હતા અને પોતાથી ઉંચી જા-

---

※ સારસ ઈ. પ્રાણીઓમાં એક સ્ત્રી અને એક પુરૂષ એટલે નર અને માદા સાથેજ જન્મેછે. અને એ બેથી એમનો સંસાર ચાલે છે.

† મુસલમાન મરેઠા ઈં. માં હજુ પણ એ ચાલ છે એ ચાલ એકજ અંશનુ લોહી રહેવા માટે છે. એ સ્ત્રી પુરૂષને કદી માંહો માંહી લડાઈ ટંટા થતા નથી તથા આદિથી અંત સુધી એકજ અંશનુ લોહી રહેછે એવું એ લોકો માને છે.

* ઉદાલીક રૂષિયે અયોધ્યાના રઘુરાજાની અને પારાશર રૂષિયે મછગંધા નામની શુદ્ર માંછણની સાથે લગ્ન કરેલું છે. એટલે એ કન્યાઓ તે સંગરીને એમનાથી પુત્ર ઉત્પન્ન કરેલા છે. અને એ પુત્રો પણ બ્રાહ્મણજ રહેલા છે.† વાલ્મિક જાતે ભિલ હતા પણ વિદ્યાએ કરી ઉંચી પંકિતમાં દાખલ થયેલા છે.

તનાને કંન્યાદેતા હતા.

એ વખતે વિદ્યા એજ ઉંચુ કુળ હતું, અને વિદ્યાવાળો ઉંચી પંક્તિમાં દાખલ થઇ શકતો, અને એને ઉંચી જાતના કંન્યા પણ દેતા હતા. તેમ એ વખતની કન્યાઓ પોતે વિદ્વાન હતી તેથી તે પોતાની ખુશીથી રૂષિ ઈ. ની સાથે પોતાના માબાપની આજ્ઞા લેઇ પરણતી હતી.

પાછળથી બીજા તથા ત્રીજા જુગમાં પુરૂષો પોતાને મન પસંદ કન્યાઓ ખોળવા લાગ્યા ત્યારે સ્ત્રીઓએ પણ વિદ્યાભ્યાસ કરી સ્વયંવર રચીને બળની તથા વિદ્યાની પરીક્ષા કરીને પુરૂષ સાથે પરણુવાની રીત રાખી. એથી એઓનો જન્મારો સુખમાં જતો હતો પણ છેલ્લા જુગમાં હિંદુઓમાં કળી એટલે કુસંપે પ્રવેશ કર્યો તેથી તેઓમાં ટુટ પડી અને ચાર વરણ ભાગીને અરાડ વરણ થઇ તેઓ પોત પોતામાં નીચે પ્રમાણે કંન્યાઓ દેવા લાગ્યા.

૧ કંન્યા આપ્યા બદલ વરને પેહેરામણી ન અપાય તો કંકુને કંન્યા એટલે મફત કંન્યા દાન આપતા.

૨ ઘણું કરીને બાર વર્ષ ઉપરની કંન્યાને પરણાવતા.

૩ બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ જાતિને જનોઇનો સંસ્કાર દેવાની રીત છે તેથી એઓને જનોઇ દીધા પછી બાર વર્ષે પરણાવતા. તે દરમીઆન છોકરાઓને બ્રહ્મચર્ય પળાવી વિદ્યા ભણાવતા.

૪ પુત્રીને પરણાવ્યા પછી રૂતુ પ્રાપ્ત થાય ત્યારેજ એટલે સોળ† વર્ષની ઉમર થયા પછી સાસરે વળાવતા.

૫ પુત્રીનો બાપ છોકરાના બાપ કનેથી કંઇ પણ ખાવા લેતો નહીં એટલુંજ નહીં પણ તેના ઘરનુ, સગાનું કે વખતે ગામનું પાણી સરખુ પણ પીતા નથી.

૬ સાસરે ગયા પેહેલાં ધણીને ( વરને ) કજા થાય તો પુત્રીને બીજો વર કરવાની છૂટ હતી.

૭ સ્ત્રીએ પુરૂષ સાથે અને પોતાનાં સગાં સહોદર સાથે કેવી રીતે

† ગુજરાતી સિવાય તમામ સ્થળના હિંદુઓમાં હજુ પણ ઘણી જગોએ એજ ચાલ છે અને મુસલમાન ઈ. જાતમાં પણ એજ ચાલે છે.

વર્તવું અને પોતાનો ઘર વ્યવહાર કેવી રીતે ચલાવવો તથા પુરૂષે સ્ત્રી સાથે કેવી રીતે વર્તવું અને પોતે કઇ કઇ ફરજો બજાવવી એ બાબત દેવ ઇ.ની રૂબરૂ પ્રતિજ્ઞાઓ લેવરાવતા અને તે પ્રમાણે તે વખતે સંસ્કૃત ભાષા હોવાથી તથા સ્ત્રી પુરૂષો પોતે ભણેલાં અને મોટી ઉમરનાં હોવાથી સમજતાં હતાં, તેથી તેઓ, એ બંદોબસ્ત પ્રમાણે ચાલતાં હતાં તેથી અહોનીશ સુખાનંદમાં રહેતાં હતાં. આ કામ કરાવનાર બ્રાહ્મણો હતા.

હાલમાં ઉપર લખેલા ધારાઓમાંનો એકે ધારો ચાલતો નથી અને પરણવું તે શું? સ્ત્રી પુરૂષના ધર્મ કેવા છે? અને તેઓએ પરસ્પર કેવી રીતે ચાલવું? સ્ત્રીઓના નીતિ ધર્મ કયા? અને પુરૂષોના કયા? સ્ત્રીને શા માટે પરમાત્માએ ઉત્પન કરી. અને એને કેવા ઉપયોગમાં લાવવાથી કેવું ફળ આપે અને પુરૂષોના સ્ત્રી ઉપર કેવા હક છે અને એની સાથે કેવી રીતે વર્તવું ઇ. બાબતથી હાલની સ્ત્રી અને પુરૂષો તદન અણ વાકેફ હોવાથી પરસ્પર આખી જીંદગી સુધી અતિ દુઃખ પામે છે માટે અતેવી હવે કયા મોટા અર્થે સ્ત્રી જાત પેદા કરી છે. સંસારમાં કયા મોટા સુધારા સ્ત્રી જાત કરી શકે. વખતનો ઉપયોગ કેમ કરવો; ઓબાઇ રાખવી; સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરવો; ઘર ખરચ અને ઘરેણાં શકિત પ્રમાણે રાખવાં ઘરનો હિસાબ રાખવો, માબાપ સાસુ સસરો ઇ. ની સાથે કેમ વર્તવું; છોકરાંની સંભાળ કેવી રીતે લેવી; પરમેશ્વર માણસ જાત અને સ્વદેશ સંબંધી પોતાના ધર્મ કેમ પાળવા; શું કરવું અને શું ન કરવું; સ્ત્રીઓને લગતી ચાલતી રૂઢીઓમાં કઇ સારી છે (ઘટીતછે)અને કઇ અઘટીત છે. સ્ત્રીઓની સાચી નીતિ, પોતપોતાની હાલત માફક ઘરનાં કામ બાબત; ફટાણાં ગીતો, ભુંડી વાતો. કુટવા વગેરે ભૂંડા ચાલથી દુર રહેવા બાબત; વિનાશકારી બાળલગન બંધ કરવા બાબત; દીકરા દીકરીને નાની ઉમરમાં સંસારમાં નાખવાથી થતી ખરાબી; રૂડી સ્ત્રી કોણ અને ભુંડી સ્ત્રી કોણ ઇત્યાદી વિષયો ઉપર મારી લઘુ બુદ્ધિ માફક વર્ણન કરેલું છે કે જેથી ગુજરાતી હિંદુ સ્ત્રીઓમાં જે ખરાબી ચાલેછે તે થતી અટકે; માટે લક્ષ રાખી નીચેની બાબતો વાંચી તે પ્રમાણે હરેક સ્ત્રીએ ચાલવા કોશીશ કરવી જોઇએ.

—ǁ—

# પરમાત્માએ કયા મોટા અર્થે સ્ત્રી જાત પેદા કરી છે.

તમામ માણુસ જાતનો કર્તા પરમેશ્વર છે. અને એકજ માબા-પથી આખી સૃષ્ટીનાં માણસ ઉત્પંન થયેલાં છે માટે એક બીજાને સહાયતા કરવી એ માણુસ જાતની ફરજ છે; પણ માણુસ જાતનો બોહોળો વિસ્તાર વધવાથી ઘણા દુરના સંબંધ તુટી જઇ છેક નજીકના સંબંધ રહેલા છે. તેમાં છેક નજીકનો, પોતાના કુટુંબનો, તેથી ઓછો નાતનો, તેથી ઓછો પ્રાંતનો, તેથી ઓછો દેશનો; એ રીતે વત્તો ઓછો અનુક્રમે સંબંધ રહેલો છે. પણ આતમાનું ખરૂં સગુ અથવા સંબંધવાળુ આપણું શરીર છે. કેમકે શરીર સુખી તો આત્મા સુખી છે અને શરીરે દુઃખી તો આત્મા પણ દુઃખી થાય છે. તે પછી પોતાની અર્ધાગના સાથેનું સગપણ રહેલું છે. જેવી આપણા શરીરની બે આંખો, બે પગ અને બે હાથ એવીજ રીતે સ્ત્રીનું અંગ અને પતિનું અંગ મળીને એકજ અંગ ગણાય છે. માટે ધણી ધણીઆણીના સગપણ જેવું બીજું કોઈનું સગપણ કે સબંધ નથી. અને તેથી ઉતરતું પુત્ર અને તેની વહુનું અને તેથી ઉતરતું બાકીનું સગપણ છે.

જેવી રીતે રાજાની બે આંખ્યો પ્રધાન છે અને એ પ્રધાન વડે રાજા પોતાનું રાજ ચલાવી શકે છે તેવીજ રીતે ઘરનો પ્રધાન સ્ત્રી છે અને એ પુરૂષની બે આંખો છે. પ્રધાન ભણ્યો ગણ્યો, નીતિવાન અને બુદ્ધિવાન હોય તો તે રાજાનું રાજ સારી રીતે ચલાવી શકે; રૈયત સુખી રહે અને રાજકાજમાં કંઈ પણ ગરબડ ગોટા ચાલે નહીં તેવીજ રીતે ઘર વ્યવહાર ચલવવામાં સ્ત્રી તોતે ભણી ગણી નીતિવાન અને બુદ્ધિવાન હોય તો ઘરનો વ્યવહાર રૂડી રીતે ચાલે, છૈયાં છોકરાં સુખાળાં થાય અને દુનીઆંમાં તે ઘર આબરૂદાર ગણાય.

જેમ ઝાડના બીજને ખાતર પાણી ન મળવાથી તે બીજ ઝાડ થઈને સારૂં ફળ આપતું નથી તેમ માણુસ જાતમાં પરત્માએ બુદ્ધિ બીજ મુકેલું છે તે બીજને કેળવણી રૂપી પાણી ન મળવાથી બુદ્ધિ રૂપી ઝાડ વૃ-

દ્ધિ પામી છેવટે બુદ્ધિએ કરીને દુનીઆંમાં શુભ ફળ થાય છે તે થતાં નથી.

કેળવણી આપવી એ માણસ જાતના હાથમાં છે, પણ કેટલાક વેહેમી અને અભણ તથા મુર્ખ લોકોના અવિચારને લીધે ઘણા ભોળાઓ ભોળવાઈને એમ માને છે કે જેવી રીતે પુરૂષોને ભણાવીએ છીએ તેવીજ રીતે સ્ત્રીઓને ભણાવ્યાથી તેઓ સારાં ફળ ન આપતાં ઉન્માર્ગે વડે છે. પણ જેમ ઘણા જણા કુવામાં પડીને મરી જાય છે માટે તમામ કૂવા અથવા તળાવ બંધ કરવાં અને ઘણાં દોરડાંનો ગળે ફાંસા ઘાલીને મરી જાય છે માટે દોરડાં વાપરવાં નહીં. એમ કોઈ ભણેલી ઉન્માર્ગે ચાલી હશે તો તે બદલ તમામ સ્ત્રીઓ એવીજ નિવડશે એવું ધારવું એ મૂર્ખતા ભરેલું છે.

જેટલી અભણ સ્ત્રીઓ અનીતિવાન છે તેટલી ભણેલી સ્ત્રીઓ નહીં હોય; પણ હાલમાં ભણેલી સ્ત્રીઓ થોડી છે અને મુર્ખ સ્ત્રીઓ ઘણી છે, તેમ મૂર્ખ સ્ત્રીઓથી જે બીગાડ થાય છે તે ડબગરની ગંધની પેઠે સૌ પુરૂષો સાહી રહ્યા છે, તેથી મૂર્ખ સ્ત્રીઓની અનીતિ ધ્યાનમાં આવતી નથી; અને કોઇક ભણેલી સ્ત્રી અનીતિવાળી નીકળી હશે તો તે એકનીજ વાત ઝાલી રહ્યા છે એ પુરૂષોનું પૂર્ણ ભોળાપણું છે.

આ સંસારમાં માણસ માત્રને જે જે કરવાનું છે તે તે બાબતમાં પુરૂષને સ્ત્રીની અને સ્ત્રીને પુરૂષની સાહાયતાની જરૂર છે. કામના બે પ્રકારછે ૧ બાહેરનાં; ૨ ઘરનાં એ બંને કામ મળીને આખું કામ થાય છે. તે દરેક અર્ધ ભાગે ફાળવતાં પુરૂષો બાહેર કામ કરે અને સ્ત્રીઓ ઘરનાં કામ કરે તેથી એકજ વખતમાં એ બંને કામ થાય છે. હવે જ્યારે પુરૂષો ઘર સબંધી કામ કરવા વળગે તો બાહેરનાં કામ થવામાં ખલેલ પહોંચે છે અને જ્યારે બાહારનાં કામ કરવાને વળગે ત્યારે સ્ત્રી ન હોય તો ઘર સબંધી કામ કરવાનાં અટકે છે. આ ઉપરથી એમ સમજાય છે કે આ સંસારમાં પુરૂષ અને સ્ત્રી એ બંનેની જરૂર છે અને એ બે મળીને એકજ આદમી થાય છે. માટે જેવો પુરૂષ હોય તેવી સ્ત્રી હોય તો સારી રીતે આ દુસ્તર સંસાર ચાલી શકે. જેમ એક હાથે

તાળી પડતી નથી તેમ સ્ત્રી પુરૂષના જોડા વગર આ સંસાર તરી પાર પડવો ઘણો કઠણ છે. માટે આ સંસારમાં સ્ત્રી જાતની ઘણીજ જરૂર છે.

સ્ત્રી વડે પુરૂષોને ઘર સંસાર ચલાવવાની ઘણી હોંશ રહે છે અને તેઓ અનેક તરેહના ઉદ્યમ કરે છે તેથી સંસારમાં ઘણીક તરેહના શોધો થાય છે. જ્યારે પુરૂષો એકલા પડે છે ત્યારે શ્રમથી, દુખથી કે એવી હરેક ઉપાધીથી હિજરાય છે એવી વખત સ્ત્રી તેઓને ધીરજ આપીને તથા તેઓનાં મન રંજન કરીને ખુશી રાખે છે તેથી પુરૂષોની ગયેલી હિંમત પાછી આવે છે અને તેઓ ફરી ફરીને ઉદ્યમ કરવાને મચે છે.

સ્ત્રીથી સંતાન ઉત્પન્ન થાયછે અનેતે સંતાનો સારાં કેળવાયાથી પુરૂષોની સાત પેઢી તારી નાંખે છે એવાં મહા કામને અર્થે પરમ કૃપાળુ પરમાત્માએ સ્ત્રી જાત પેદા કરી છે. પણ તેને કેળવણી અને સદ ઉપદેશ આપ્યાથી તે પુરૂષને અતિ સુખ આપનારી થાય છે જેમ એક પોપટ સરખું જનાવર સારી સોબતે કરીને સારૂ નીવડે છે તો પરમાત્માએ માણુસ જાતમાં સ્વભાવિક વિચાર શકિત અને અંગજ્ઞાન મૂકેલું છે તો સારાં નીવડી સર્વેનાં સુખદાતા થાય એમાં કાંઇ નવાઇ નથી.

---

## સ્ત્રીઓને કેળવણી આપ્યાથી થતા ફાયદા.

જેવી રીતે પુત્રોને સારી કેળવણી આપ્યાથી સંસારમાં મહાભારત કામ કરીને પોતાના બાપદાદાઓને ઓળખાવે છે; પ્રભુની ભકિતકરીને પોતાની સાત પેઢીનો ઉધાર કરે છે તથા નીતિએ ચાલીને તથા નીતિનાં કામ કરીને સર્વ જાતના, દેશના અને કુટંબના સુખદાતા થાય છે, તેવીજ રીતે પુત્રીઓને કેળવણી આપ્યાથી તે પોતાનાં છોકરાંઓને સારી રીતે ઉછેરીને તથા કેળવણી આપવામાં મદત કરીને ખબરદાર, વિવેકવાળા અને સદગુણી કરે છે. પોતાના ભરથારના, માત પિતાના તથા સગાં વહાલાં તથા નાત જાતિલાના નામને બટો ન લગાડવા માટે ઘણી કાળજી રાખે છે; પોતાના ગજા માફક પોતાના કાર્ય વેહેવાર ચલાવે છે; તથા પોતાના ભરથારના કામકાજમાં ગદત કરે છે એટલુંજ નહીં પણ તેમના દુઃખમાં ભાગ લેઇ તેમને ધીરજ આપે છે. તથા પોતાનાં મૃદુ અને મ-

ધૂર વેણુએ કરી તથા પોતાની ચતુરાઇએ કરી એમનું મનરંજન કરીને તમામ દીલગીરી કે દુઃખ દમાવી દે છે અને એ દુઃખમાંથી છુટવાને પોતાની ચતુરાઇ વાપરે છે. તથા એવી સ્ત્રીઓ પોતે નીતિએ ચાલીને પરમેશ્વરની ભક્તિ કરીને અને શુભ પરમાર્થ કામ કરીને પોતાના પતિનાં ઘોર કર્મોનો નાશ કરી નાંખીને એમને મહા નર્કમાંથી ડૂબતા તારે છે અને સ્વર્ગના સુખમાં લેઇ જાય છે.

મૂર્ખ અને કેળવણી હીણુ સ્ત્રીઓ કુમાર્ગે ચાલીને સંસારમાં ખરાબી કરે છે અને પોતાના પતિને, સાસુ સસરા, [illegible], સગાં વહાલાંઇ. ને દુઃખ દે છે તથા તકરારો બનાવે છે તે સૌ કેળવણી વગરની સ્ત્રીઓના હાથથી થતાં નથી.

અજાણુ સ્ત્રીઓ મૂર્ખ અને પાપી પુરૂષોના [illegible] ભોળવાઇને પોતાના શિયળપણાનો ભંગ કરે છે. તેથી જેમ [illegible] કુતરાં છેક નીચી અવસ્થા ભોગવે છે અને નીચ સ્વભાવનાં થઇ ગએલાં છે તેવીજ રીતે સારા ઘરમાં પ્રજા વરણુસંકર નીવડે છે. એ[illegible] તે છોકરાં [illegible]ને ઘરડપણ વખત દુઃખ દેનારાં અને તે [illegible] નામને [illegible]નારાં થાય છે. "[illegible] તે પડે" એ કહેવત પ્રમાણે પોતાનાં કર્મો પોતે ભોગવે છે અને પોતાની પ્રથમની ભૂલે પાછળથી ઘણું પસ્તાય છે માટે —

દુહો.

જે મતિ પાછે ઉપજે, સો મતિ આગે હોય;
કાગન બિગરે આપનો, દુર્જન હસે ન કોય.

અર્થ–નુકશાન ભોગવ્યા પછી જે બુદ્ધિ પ્રાપ્ત થાય તે બુદ્ધિ પ્રથમથી વાપરી હોય તો કામ બગડે નહીં અને કોઇ નઠારો માણસ હસે નહીં "આજે સાસુનો તો કાલે વહુનો" એ કહેવત પ્રમાણે એ અજ્ઞાન છોકરા અને અજ્ઞાન વહુની પણ એજ અવસ્થા થાય છે, અને દિન પરદિન પ્રજામાં પણ બિગાડ થતો જાય છે; એથી હમેસાં કજીઆ, કંકાસ, ઘરમાં ભર્યાને ભર્યા રહે છે તથા જંપીને રોટલો ખાવાનો વારો આવતો નથી. ઘરના ભવાડા લોકો જુએ છે અને તેથી કેડે લોકો થઇ રહે છે. એ સૌ કારણ સ્ત્રીની મૂર્ખતા અને કેળવણી સીવાય છે. કેળવણી પામેલી સ્ત્રી

પોતાનાં છોકરાંને નીતિએ ચલાવવા ઘણી કાળજી રાખે છે અને પોતે પણ નીતિએ ચાલે છે તેથી "છોકરાં જેવું દેખે તેવું શિખે" અને કુંભાર આડ વાળે તેમ વળે" એ કહેવત પ્રમાણે છોકરાં નાનપણથી નીતિજ દેખવામાં અને નીતિજ વિષે સાંભળવામાં આવે છે તેથી તે છોકરાંને મોટપણે તેવીને તેવીજ ટેવ પડેલી રહે છે માટે તે તેમનાં માંબાપને સુખ આપનારાં અને તેમના નામને જશ આપનારાં થાય છે. કેળવણી પામેલી સ્ત્રીઓના ઘરમાં હમેશા આનંદ આનંદ રહે છે અને તમામ માણસોનો જન્મારો સુખમાં જાયછે. તથા દુનીઆંમાં તે ઘરની કીર્તિ વખણાય છે.

"સ્ત્રીના પેટમાં વાત રહેતી નથી માટે એમાં પણ વાત સ્ત્રીને કહેવી નહીં" આ વિશેષણ તમામ જાતિને લગાડ્યું છે એ કેવળ અઘટિત છે. ખરેખર તમામ અભણ અને મૂર્ખ સ્ત્રીઓ અને પુરૂષો સંસાર વ્યવહારીક રીતભાતથી તથા નીતિથી અજાણ હોય છે તેથી તેમને એક કે બેની ખબર હોતી નથી એટલે આમ થવાથી આવું ફળ થશે અને આમ થવાથી આવું ફળ નહીં થાય; અને બગડે તે શું અને સુધરે તે શું; તેની તેમને સમજણ હોતી નથી તેથી તેઓ પોતાની કે પારકી ગુહ્યવાત બીજાની આગળ બકી જાય છે. એ વખતે તેઓ પોતાના મનમાં પોતાની વડાઇ સમજે છે પણ પોતાનું કે પારકાનું નુકશાન સમજતાં નથી. આથી ઘણાઓને ધનમાલને તથા જીવને હાની પહોંચેલી છે એટલુંજ નહીં પણ વખતે મહા ઉતપાત થએલો છે એ સૌ પુરૂષ અને સ્ત્રીઓ અભણ્ણુલને લીધે છે. ભણેલી સ્ત્રી અથવા પુરૂષથી એમ બનેલું થયું નથી અને થવાનું પણ નથી; કારણ કે તેઓ સૌ સમજે છે કે આથી આવું ફળ થશે. માટે એકલી સ્ત્રીઓને એ વિશેષણ લગાડવું છાજતું નથી.

અભણ અને મૂર્ખ સ્ત્રીઓ પોતાનો વખત નકામો ગુમાવે છે તેથી પુરૂષમાં કમાવાની શકિત ન હોય અને બાળકો નહાનાં અગર અકમાઉ હોય તો તેઓ ભૂખે મરે છે, અને કેળવણી પામેલી સ્ત્રી પોતાનો વખત સદ ઉદ્યમમાં કે સદ રસ્તામાં ખુએ છે, તેથી પુરૂષોમાં કમાવાની શકિત ન હોય અને બાળકો અકમાઉ હોય તો તે વખતે પોતે સર્વેનું ભરણપોષણ કરે છે અને પોતાનો ધણી દુઃખે કરીને અરભડી જતા હો-

ય તો તેને ધીરજ આપી ખુશીમાં રાખે છે, અને અભણ સ્ત્રીઓ ઉડતા દુઃખમાં દુઃખનો વધારો કરે છે.

આ સંસારમાં સ્ત્રીઓ અનેક તરેહનાં કામ કરી શકે છે તેઓને કેળવણી મળેતો તે અતિશે રૂડાં કામ કરે એમાં કાંઇ નવાઇ નથી. માટે સ્ત્રીઓને કેળવણી આપવી એ પુરૂષ જાતનો ધર્મ છે.

## સ્ત્રીઓ સંસારમાં કેવાં કેવાં કામ કરી શકે?

જેમ પુરૂષો આ સંસારમાં અનેક તરેહનાં કામ કરી શકે છે એટલે માણસના સુખને સારૂ અનેક તરેહના સંચા ખોળી કાઢે છે, અનેક તરેહનાં ઝાડ બીડ ઉછેરી સારાં સારાં ફળ ઉપજાવે છે, ખેતરો ખેડીને અંન ઉપજાવે છે, રોગીઓના રોગ મટાડવા માટે અનેક તરેહનાં ઓસડો ખોળી કાઢી ઉપયોગમાં આણે છે, દુનીયાંમાં તમામના સુખને અર્થે કાયદાઓ બાંધે છે, માણસનાં મન રંજન રહેવા માટે તથા તેઓ નીતિમાં રહે તેને માટે ગદ્ય પદ્યમાં ઘણા સુંદર ગ્રંથો રચે છે, અનેક લડાઇઓમાં બહાદુરી મેળવે છે, તથા ઘણા પ્રકારના ઉદ્યમ કરીને પોતાના કુટંબનું ભરણ પોષણ કરે છે તેવીજ રીતે સ્ત્રી જાતિ પણ કેળવાયાથી તમામ કામો કરી શકે છે. એટલે કાવ્યશાસ્ત્રના ગ્રંથો શિખવ્યાથી તેઓ કાવ્ય રચના રચી શકે છે એમાં મીરાંબાઇ, પૂરીબાઇ અને આપણી હાલની માયાળુ રાંણી વિક્ટોરીયાબાઇ ઇ.પ્રખ્યાત છે;લડાઇ વિગરેની કળામાં માહિતગાર કરવાથી એ કામમાં બહાદુર નિવડે છે એમાં ઝાંશીની રાણી, ચાંદબીબીઇ. પ્રખ્યાત છે રાજ પ્રકરણી વિદ્યામાં માહિતગાર કરવાથી એ કામમાં ઘણી બુદ્ધિ બતાવે છે અને પુરૂષો કરતાં રૈયતને જાદે સુખ આપે છે એમાં આપણી વિક્ટોરીયાબાઇ સ્ત્રીઓ ઇ.પ્રખ્યાત છે ચિત્ર વિદ્યામાં માહિતગાર કરવાથી એ કામમાં હોંશિયાર નિવડે છે એમાં કાશ્મીરની અને ઘણી મઢમો વખાણાય છે; હાલમાં ઇંગ્રેજ સરકાર સ્ત્રીઓને વૈદ્યક વિદ્યા શિખવે છે તેથી ઘણી સ્ત્રીઓ એ કામમાં કાબેલ થયેલી છે અને કેટલીક સ્ત્રીઓ એ કામના પગાર પણ ખાય છે, પ્રથમ સ્ત્રીઓ મેહેતાજી થઇ શકતી નહીં પણ હાલમાં ઘણી સ્ત્રીઓ ભણી ગણીને મેહેતાજીનું કામ કરે છે આ ઉ-

પરથી એમ સિદ્ધ થાય છે કે સ્ત્રી જાતને પુરૂષોની પેઠે જેજે કામ સોંપે તતે કામ તેઓ માત્રરાથી કરી શકે.

પરમેશ્વરે જેમ પુરૂષોમાં બુદ્ધિ બીજ મુકેલું છે પણ તે વગર કેળવે ફળ આપતું નથી. તેમ સ્ત્રી જાતિમાં પણ પરમાત્માએ બુદ્ધિ બીજ મૂકેલું છે પણ તેને કેળવણીરૂપી ખાતર પાણી ન મળવાથી એમનું એમ સુકાયલું રહે છે અને ઉલટું અભણ મૂર્ખ પુરૂષોની પેઠે અંટેવાળીમાં આવી શુભ કામમાં વિઘ્ન પાડે છે. માટે સ્ત્રી જાતિને નાનપણથી કેળવણી આપવી જોઇએ અને હરેક જાતમાંના કોઇ પણ સદ રસ્તાની ઉપયોગી બાબત શિખવાડવી જોઇએ એથી હાલમાં જે સ્ત્રીઓ પોતાનો નકામો વખત આળસ અને દમવગરના ઉદ્યમમાં ગુમાવે છે તે તેમ નકામો વખત કાઢી ન નાંખે અને દેશમાં લાભ આપનારી થાય. માટે સ્ત્રીઓને સદ ઉદ્યોગ શિખવાડવો જોઇએ.

## સ્ત્રીઓએ વખતનો ઉપયોગ કેમ કરવો.

ઘણી શેહેરની સ્ત્રીઓ પોતાના ઘર કામથી ફારીગ થઇ ઉંઘવામાં, લોકોનાં દરણાં દળવામાં, ખાંડવામાં કે રેંટીઓ કાંતવામાં; કાઠીયાવાડ અને કાનમ વિગરેની સ્ત્રીઓ રૂની મોસમમાં કાલાં ફોલવામાં તથા ગામડાની સ્ત્રીઓમાંની કેટલીક સ્ત્રીઓ છાણ અને છાંણાં ઇ.વીણવામાં પોતાનો વખત ગાળે છે. આવા ધંધાથી તેઓ દહાડાનો પૈસો બે પૈસાકે આના સુધી પેદા કરે છે તે પૈસાનો સંગ્રહ કરીને પોતાનાં તથા દીકરીઓનાં લુગડા લતાં લેવામાં બાર મહિને વાવરી નાંખે છે. અને કેટલીક સ્ત્રીઓ એમાથી કરકસર કરીને બાર માસે એકાદ બે રૂપીઆનો બચાવ કરે છે. પછી એવા એકાદ બે રૂપીયા વરસ દહાડે બચાવતાં બચાવતાં અંત વખત સુધીમાં થોડા ઘણા રૂપીયાની મુડી સંગ્રી મૂકે છે, અને મરતી વખતે તે રૂપિયા પોતાનાં છોકરાંને કે પોતાનો વારસ હોય તેમને બતાવે છે.

ઉપર લખેલા ધંધા કરનારી ઘણું કરીને તમામ વરણ એટલે વાણિયા, બ્રાહ્મણ ઇ૦ ની સ્ત્રીઓ છે. સબબ રેંટીઓ, દળણું, ખાંડણું, કાલાં ફોલવાં એ પોતાના ઘર બેઠા કામ કરવાના ધંધા છે. નીચ વરણની સ્ત્રી-

ઓ તમામ તરેહની મજુરીના ધંધા (ભાર ઉપાડવાના, તગારાં વહેવાના ૪'૦ ‘કરવા જાય છે અને તેથી તેઓ દીવસના બે ચાર પૈસા કે બે આના પેદા કરે છે. ઉંચ વરણથી તે ધંધા થઇ શકતા નથી અને તે ધંધાથી પોતાની આબરૂ ઘટે છે એવું સમજે છે માટે તે ધંધા કરતી નથી.

હાલમાં આ દેશની સ્ત્રીઓનો વખત ઉપર લખેલા ધંધા કરવામાં કે ઉંચ વરણની અને શ્રીમંતની સ્ત્રી હોયતો ઉંઘવામાં અને રડવા કુટવામાં કે નકામી કુથલી કરવામાં કાઢે છે કેટલીક સ્ત્રીઓ રેશમની આંટીઓ ઉકેલતાં શિખેલી હોય છે તેથી તે તેમાંથી બે ચાર પૈસા પેદા કરે છે.

એવા નજીવા ધંધામાં પોતાનો વખત ગાળ્યા કરતાં આ દેશની સ્ત્રીઓએ પોતાના બચેલા વખતમાંથી થોડો વખત વિદ્યાભ્યાસ કરવામાં ગાળવો. અને બાકીના વખતમાં હાલમાં દિકરીઓની નિશાળમાં ભરવા, શિવવા વિગરેનું ઉંચુ કામ શિખવવામાં આવે છે, માટે તે પુતીઓ પાસેથી શિખી લેવું જોઇએ. જામદાની વિગરે વસ્ત્રો અને કેટલાંક રેશમી તથા સુતરાઉ વસ્ત્રો ઉપર ભરતનું કામ આવે છે તે કામ યૂરોપની સ્ત્રીઓ કરે છે, અને તેમાંથી તે દરરોજ અર્ધા રૂપીઆ ઉપરાંત પેદા કરે છે; તથા તે દેશની સ્ત્રીઓ ચિત્ર વિદ્યાનું કામ શિખે છે તેથી તેઓ સારી સારી છબીઓ ચિત્રી દિવસના બે, ચાર, પાંચ રૂપિયા પેદા કરે છે; કેટલીક નાનપણમાં વિદ્યાભ્યાસ કરી વૈદકનું કામ શિખે છે તેથી તેઓ પગાર પેદા કરે છે અને નોકરી ન કરે તો ઘેર બેઠાં પણ દિવસના એકથી સો રૂપીઆ સુધી પેદા કરે છે, કેટલીક ગરીબ લોકની સ્ત્રીઓ સંચાના કારખાનામાં મજુરી કરે છે; તેમાંથી તેઓ સાંજસોરો રૂપીઓ અરધો રૂપીઓ પેદા કરે છે. આવા સારા સારા ધંધા એ ખંડમાં હોવાથી અને સ્ત્રીઓ તરફ એટલો બધો લક્ષ રાખ્યાથી એ સ્ત્રીઓ ઘણું પેદા કરે છે. તેવીજ રીતે આ દેશની સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવે અને ઉપર કહેલા ધંધા શિખવાડે તો કેટલો બધો ફાયદો થાય. પણ આ દેશમાં હજુ એવી સારી અપાતી કેળવણીની સ્કુલો નથી તેમ એટલાં બધાં હુન્નરોનાં કારખાનાં નથી માટે સ્ત્રીઓએ વખતનો ઉપયોગ કેમ કરવો એ બાબે લખાણ લખતાં આ દેશના શ્રીમંતો જે પોતાના દેશનું ભલું ઇછતા હોય

તેઓને અરજ કરવામાં આવે છે કે તમારી નહીં તો તમારા ભાઇઓની સ્ત્રીઓ નકામો વખત ગાળે છે અને તેથી દેશમાં દ્રવ્ય પ્રાપ્ત ન થતાં દળદર પેદા થાય છે માટે સ્ત્રી ઉદ્યોગ શાળાઓ અને નવિન નવિન સંચાઓ આ દેશમાં દાખલ કરવા જોઇએ એથી સ્ત્રીઓ ઉદ્યમે લાગશે અને આ દેશ દિવસે દિવસે નિર્ધન થતો જાય છે તે ધનવાન થશે અને ધંધો નથી ધંધો નથી એવી ઘણાઓ બુમો પાડે છે તે પાડતા બંધ થશે માટે આ બાબત તમામ દેશના શ્રીમંતોએ લક્ષ આપવું જોઇએ.

## સ્ત્રીઓએ ચોખ્ખાઇ રાખવી જોઇએ.

ઘણી સ્ત્રીઓ પોતાનો વખત નકામો ગાળે છે તેમ છતાં પોતાનાં છોકરાંને નવરાવા ધોવરાવી સ્વચ્છ રાખતી નથી અને તેમનાં તથા પોતાનાં લુગડાં ધોતી નથી; આથી છોકરાંના શરીરને નુકશાન થાય છે એટલે લોહી બગડે છે તેથી તેમને ખસ થાય છે, ગુમડાં થાય છે, અને માથામાં ઉંદરી વીગેરે ઉત્પન્ન થાય છે એટલુંજ નહીં પણ પિનસ વીગેરે મહા નઠારા રોગ ઉત્પન્ન થાય છે અને તેઓના મગજ બગડે છે. કેટલીક સ્ત્રીઓ પોતાનાં આંગણાં અને ઘર વાળીઝાડી સાફ રાખતી નથી તેથી વીંછી વિગેરે ઝેરી જાનવરો એમાં ભરાઇ વખતે જીવને હાની પહોંચાડે છે. ઘણી સ્ત્રીઓ પોતાની છાપરાંનાં ખાળો વિગેરે વાપરી નાંખતી નથી તેથી કેટલાકના ખાવામાં કરોળીઆની લાળ આવવાથી જળંધર, વિસ્ફોટીક વિગરે રોગ થાયછે અને ઉઘાડી વસ્તુમાં ઝેરી જાનવરનું મૂત્ર વિગરે પડવાથી તે ખાનારનું મૃત્યુ થાય છે. ઘણી સ્ત્રીઓ પોતાનાં આંગણાં આગળ એઠું પાણી રેડીને અથવા પુંજો કચરો એકઠો કરીને ગંદવાડો રાખે છે. તેથી નઠારી હવા ઉત્પન્ન થઇ ઘણાઓના જીવને નુકશાન થાય છે. તથા એવી હવાથી મગજને નુકશાન થાય છે તેથી ઘણાઓનાં મગજ ફરી જાય છે અને તેમની બુદ્ધિનો નાશ થઇ જાયછે એટલે સ્મરણ શકિત તથા વિચાર શકિત ટુંકી થઇ જાય છે, તથા તેમાં જીવ પડીને કે ઝેરી જાનવરો ભરાઇને માણસને દુઃખ દે છે; અને આંગણાં લિપી ગુપીને સ્વચ્છ ન રાખવાથી તથા ખા-

ટલા, ગોદડાં વિગરે તડકે સુકવીને હવા વગરનાં ન રાખવાથી તેઓમાં જીવ ઉત્પન્ન થાય છે, તે માણસોને કરડો કરડીને ભારે દુઃખ દે છે. માટે હરેક સ્ત્રીએ પોતાનાં ઘર વાળી ઝાડીને સ્વચ્છ રાખવાં, પોતાનાં આંગણાં અને ઘર લિપવાં, ભિંતો વિગરે ધોળવાં; છાપરા ઉપર ખાવાં વિગરે વળવા દેવાં નહીં. છોકરાંને નવરાવવાં તથા પોતે નાહાવું અને તેમનાં તથા પોતાનાં લુગડાં ધોવાં, આંગણામાં કે પોતાના ઘર નજીક ગંદવાડો થવા દેવો નહીં અંન વીણીને એટલે શોધીને ખાવું અને પાણી ગળીને પીવું. ગળ્યા વગરનું પાણી પીવાથી વાળો વિગરે રોગ થાય છે અને શોધ્યા વગરનું અંન ખાધાથી પથરી વિગરે રોગ થાય છે. માટે અંન શોધીને ખાવું અને પાણી ગળીને પીવું.

સ્વચ્છ રહેવું એ આપણા ધર્મ શાસ્ત્ર પ્રમાણે પ્રથમ ધર્મ કહેવાય છે કારણ કે એથી નિર્મળ બુદ્ધિ રહે છે. આપણા ધર્મશાસ્ત્રમાં સ્વચ્છ રહેવું એને આચાર કહે છે અને મુસલમાનમાં પાક રહેવું કહે છે. માટે આચાર પાળવો એટલે પાક રહેવું એ હરેક માણસ જાતનો ધર્મ છે એમ માનીને પણ તે પ્રમાણે વર્તવું જોઇએ.

---

## સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરવો.

પોતાના ધંધાથી મૂકત થયા બાદ તમામ સ્ત્રીઓએ પોતાના પતિની હાજરીમાં એમની પાસેથી ધીરે ધીરે વાંચતાં લખતાં શિખવું જોઇએ. વિદ્યા એ માણસ જાતની આંખો છે. એથી માણસ જાતના શા શા ધર્મ છે એટલે માણસોએ કઇ ફરજો બજાવવી, પરમેશ્વર અને માણસ વચ્ચે શો સંબંધ છે, દુનીઆમાં કેવાં કામો કરવાં અને કેવાં ન કરવાં, પોતામાં કઇ વાતની ખામી છે અને સામામાં કઇ વાતની ખામી નથી, બીજાઓ કેવે રસ્તે ગહ્યાથી કેવું ફળ પામ્યા છે અને આપણે તે રસ્તે જઇશુ તો કેવું ફળ મળશે, પોતે કેવા નીતિ ધર્મ પાળવા, પોતના ઘરનો વ્યવહાર કેવી રીતે ચાલે છે અને બીજાના ઘર વ્યવહાર કેવી રીતે ચાલે છે, દુનીઆમાં કેવા લોકો વસે છે તેઓ કેવા કેવા હુન્નરો કરે છે. અને તેથી તેઓ કેવું સુખ તથા દુઃખ ભોગવે છે, પરમાત્માએ આ દુનીઆમાં કેવી

ભૂમી ભરી મૂકી છે અને તેને નિયમ પૂર્વક ગોઠવ્યાથી શું શું ફળ આપેછે, કેવું બોલવું અને કેવી રીતે ચાલવું, કેવું કામ કરવું ને કેવું ન કરવું, પોતાને પડતી અડચણો શી રીતે દૂર કરવી, જગતકર્તા પરમાત્માનું શીરીતે ઓળખાણ કરવું અને તેની સાથે ઓળખાણ કરવાથી શો ફાયેદો થશે, મૂર્ખ કોણ અને શાણું કોણ, પોતે તથા પોતાનાં કુટંબનાં માણસો કેવી અવસ્થા ભોગવે છે અને એ શાથી ભોગવે છે, દુનીઆંમાં ઉંચ કોણ અને નીચ કોણ, પોતાની તથા પોતાના કુટંબનાં માણસોની તનદુરસ્તી કેવી ચાલે છે, પોતાના દેશની અને પોતાની નાત જાતની સ્ત્રીઓમાં ને પુરૂષોમાં કેવી ખામીઓ છે અને તે કયા ઉપાયોથી દુર થાય, ફલાણાનો જશ ગણાય છે અને ફલાણાનો અપજશ ગણાય છે તેનું શું કારણ, સુખાળું કોણ અને દુખાળું કોણ અને એ શાથી થયું, કોનો સંગ કરવો અને કોનો ન કરવો, જન્મ મરણ રૂપી કીનારાની વચ્ચે ભવ રૂપી સમુદ્રમાંથી કયું સાર્થક વહોરી લઇ જવું, ધર્મ કરેથી શું થાય અને પાપ કરેથી શું થાય, દયાથી શું થાય અને નિર્દય પણાથી શું થાય, કાળની ગતિ કેવી છે વિગરે વિદ્યાભ્યાસ કરવાથી સુઝે છે. એ માટે નીતિ શાસ્ત્રમાં કહેલું છેકે-

श्लोक- अनेक संशयोच्छेदि, परोक्षार्थस्य दर्शकं
सर्वस्य लोचनं शास्त्रं, यस्य नास्त्यं धएवसः

અર્થ — અનેક સંશયને છેદનાર અને અજાણ અર્થ દર્શાવનાર શાસ્ત્ર વિદ્યારૂપી આંખ જેને નથી તે આંધળું છે.

ઘણા પુરૂષો એમ કહેછે કે સ્ત્રીઓને ભણાવીને કયાં નોકરી કરાવવી છે કે કમાવા મોકલવી છે અને ઘણી સ્ત્રીઓ પણ એમજ કહે છે. આવું બોલવું એ એમનુ પોતાનું અભણ પણાનું છે સબબ ભણીને નોકરી કરવી કે કમાવા જવું એમ નથી. પણ અભણ પણાથી ઘણી સ્ત્રીઓ લુચ્ચા અને ઠગ માણસોથી ઠગાય છે તેથી ખોટા વેહેમોથી વેહમાઇને ભૂવા જાગરીઆઓને પોતાનાં નાણાં ધણીથી છૂપાં ખવરાવે છે અને ઠગ જોશી વિગરેપાસે પોતાનાં તથા પોતાના બાળકોનાં ભવિષ્ય વર્તાવરાવી અથવા હાથના પંજા દેખડાવી તેઓને દાણાદૂણી વિગરે આપી દે છે અને પા-

બંડીઓને મોંઢેથી ખોટાં ખોટાં ગપોળાં સાંભળી તે વાતોને સાચી માની મહા આશ્ચર્ય પામી જઈ પોતાના ઘરનો અઢળક કઢાવા તેમને રૂપાં રૂપાં ધન સમર્પણ કરે છે. આવું ભોળાપણું અભણપણાથી છે. ભણેલી સ્ત્રીઓ એવાઓથી કદી ઠગાશે નહીં. ઘણા પુરૂષોમાં પણ અભણપણાએ કરી ભોળાપણું છે તો સ્ત્રીનો સ્વભાવ સ્વભાવીક કોમળ છે તેથી એમનામાં ભોળાપણુ હોય એમાં કાંઈ નવાઈ નથી.

ઘણા છોકરાં કપૂત અને નીતિ હીણ નીકળે છે એનું કારણ પણ સ્ત્રીનું અભણપણું છે તમામ નિશાળોમાં કેળવણી અપાય છે પણ નીતિની કેળવણીનો આધાર તેઓની માના ઉપર વધારે રહે છે. અગાઉ જેટલું છોકરૂં તેઓની માનીપાસે રહેછે. તેટલું બીજાઓની પાસે રહેતું નથી. માટે સ્ત્રી પોતે ભણેલી હોય તો તે બાળકોને નીતિ શિખવાડી શકે. જેમ કુમળું ઝાડ વાળીએ તેમ વળે તેમ બાળકને નાનપણથી જે વળણ વાળ્યું હોય એટલે જેવી ટેવ પાડી હોય તેવી ટેવ મોટપણે પણ તેવીને તેવી રહે. સ્ત્રી પોતે ભણેલી હોય તો તે જાણે કે બાળકને આવી ટેવ પાડવી અને આવી સોબત કરાવવી તેથી તેમનું મન અને શરીર સારાં આવી રીતનો રહેશે પણ મૂર્ખ અભણ સ્ત્રી એવી બાબતો પોતે સમજતી નથી તો બાળકને કયાંથી શિખવે.

પોતાના ભરથારની ગેર હાજરીમાં એટલે ધણી ગુજરી ગયા પછી અભણ સ્ત્રીઓ પોતાના ધણીની માલમિલકતથી અજાણ હોવાથી તે મિલકત પામતી નથી, અને વખતે પામે છે તો તેમાંથી ઘણા લુચ્ચા કેટલીક મિલકત ખાઈ જાય છે અને બાકીની જુજ તે પામે છે અને વખતે તે મિલકત આખીઆખી ગેબ થઈ જાયછે.

દુકાનનો વહીવટ ચાલતો હોય છે તો લુચ્ચા ગુમાસ્તા વિગરે તેમાંથી છુપી રીતે નાણાં ખાઈ જાય છે તેથી બાળક નાની ઉમરનાં હોય છે તો તેમને મોટી ઉમર થતાં જુજ નાણું હાથ લાગે છે અને કાંઈ સંતાન ન હોય તો પિત્રાઈ ગોત્રાઈ વિગરે લાગતા વળગતા તે અબળા રંડાયલીના હાથમાં કંઈ પણ જવા દેતા નથી. તેથી તે સ્ત્રીને ધણી જીવતાં નાણાં વિગરેથી સુખ હતું તે સુખ નાશ પામી મહા મહા દુખ ભોગવવું પડે છે.

સ્ત્રીના અભાગ્ય પણાએ કરી ધણી પરદેશ ગયો હોય તો ત્યાંથી છૂપા સમાચાર આવેલા હોય તો તે લોકોમાં જાહેર થઈ જાય છે. આવી રીતે સ્ત્રીઓના ન ભણવાથી ઘણા અવગુણ થાય છે અને ઘણાઓને અવગુણ થતા સાંભળેલા છે માટે તમામ સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરવો જોઈએ અને પોતાની પુત્રીઓને તથા પુત્રોને નાનપણથી નિશાળમાં મોકલી અભ્યાસ કરાવવો જોઈએ.

## ઘર ખરચ અને ઘરેણાં શક્તિ પ્રમાણે રાખવાં જોઈએ.

પોતાના ઘરનુ ખાવાનું, ઓઢવાનું અને બીજું હરેક ખરચ પોતાના ઘરની આવદાની તપાસીને રાખવું જોઈએ. ઘણા લોકો બીજાનું દેખીને તેમની બરાબરી કરવા જાયછે. એટલે બીજાઓ પોતે પૈસાદાર હોયછે તેથી નવિન નવિન પોષાક રાખે છે, નવિન નવિન ઘરેણાં ઘડાવે છે અને ખાધા પીધા વિગરેનો ખરચ ઉમદા રાખે છે તે દેખીને કેટલીક સ્ત્રીઓનું અને પુરૂષોનું મન તે પ્રમાણે કરવાને ચહાય છે. અને ગામમાં ધીર હોય છે તો કરજે નાણાં કાઢીને પોતે કુબાણજી બની જાય છે એટલે તે પ્રમાણે ધામ ધુમ રાખે છે. વિવાહવાજનમાં એક બીજાથી ચડસા ચડસી કરીને ભારે ભારે ખરચો કરી એક બીજાને માથે કૂદી જવાનું યત્ન કરે છે, જમનાગ અથવા ગેઓના મળતીઆ પોતાની મતલબ પાર પાડતા સુધી તેમના ગુણ ગાય છે તેમ તેમ તેઓ ફૂલાતાતા જાય છે, પણ કરજ કાઢેલું લોકોનું નાણું શી રીતે પુરૂં કરીશું તેનો વિચાર કરતા નથી. "ઢમ ઢોલ ને માહે પોલ" તે કયાં સુધી નભે. આખરે એઓનું પોલ લોકોના કજીયાગાં આવે છે ત્યારે લોકો ઉઘરાણી આવે છે. પોતાની પાસે નાણાં હોતાં નથી અને કોઈ ધીરતુ નથી ત્યારે પસ્તાય છે. પેલું ઘરેણું ગાંઠુ વેચી નાખવું પડેછે અને હતા તેવાને તેવા થઈ ઉડતા લોકોની જીભીઓથી સંતાવું પડેછે. એ વેળા લોકો ઘણા ધીક્કાર દે છે. આવી ખાલી દંભાઈ કરતાં પોતાના ગજા માફક ચાલે તો તે ઉભી આબરૂએ સુખેથી દહાડા કાઢે.

પોતાની જુવાનીમાં પેદા કરેલો પૈસો ઘણાઓ ઘરેણાં ગાંઠાં અને

ઘર ખરચમાં ઉડાવી નાંખેછે તેઓને જ્યારે તેમનાં હાટકાં ચાલતાં બંધ પડી ખાવા પીવાના સાંસાં પડે છે ત્યારે ઘડાવેલાં ઘરેણાં વેચી નાંખી દાણાદુણી આણવાં પડે છે. આના કરતાં એ ઘરેણાંનાં નાણાં ને વ્યાજે મુક્યાં હોય તો તે બમણાં થાય અને વખતજરુરે સારૂ દ્રવ્ય સંચી રાખ્યો હોય તો તે કામ લાગે. અને જે પાછળથી પસ્તાવો થાય છે તે ન થાય. માટે પ્રથમથી વિચાર કરીને ખરચ કરવો જોઇએ.

ઘણાઓ પોતાનાં બાળક વિગેરેને ઘરેણાં ઘડાવે છે પણ તેમને લુ-ગડાં પેહેરવાનાં આપતા નથી. આથી બાળક વિગેરે તાપ ટાઢથી ઘણાં દુખી થાય છે એટલુંજ નહી પણ તેઓમાં અનેક તરેહના હરામ કરી રો-ગ ઉત્પન્ન થાય છે. વળી ઘરેણાંથી કેટલાકના જીવ પણ ગયા છે અને જાય છે એ વિષે હજારો દાખલા બનતા સાંભળી છઇએ. આવી ઘરેણાંની હા-નીકારક શોભા ન કરતાં તે ઘરેણાંના દામના વ્યાજમાંથીજ છોકરાં ઈ. ને લુગડાં પેહેરાવે તો કેટલો બધો ફાયદો થાય. "એક વરસાનો આદમી ને વી-સવરસાનું લુગડું" એ કહેવત પ્રમાણે પોતાના ગજા માફક લુગડાં આણી પેહેરાવે અને તેને ધોઇને સાફ રાખે તો કેટલી બધી શોભા આપે. હિંદુ-ઓમાં આ ચાલ ઓછો છે અને ઘરેણાં પેહેરવાનો ચાલ વધારે છે, તેઓ ઘરેણાંથી શોભા માની લે છે પણ લુગડાં વગર છોકરાંને નાગાં ફેરવે છે અ-ને તેઓને પગરખું સરખું પણ પેહેરાવતા નથી એ વિષે જરાએ લાજ સમજતા નથી એ કેવું નવાઇ જેવું છે.

પોતાના ઘરમાં વખત ઘરેણું * ન હોય અને પોતાને ત્યાં વિવાહ

---

* માણસ માત્રને ગુણરૂપી ઘરેણું હોય તો તે દુનીઆમાં માન પામે, પણ ચાહાય એટલું સોના રૂપાનું ઘરેણું હોય પણ અવગુણ હોય તો તેને કોઇ માન આપે નહીં અને તેની કોઇ આબરૂ ગણે નહી માટે ગુણરૂપી ઘરેણું પેહેરવું. એથી તમોને સૌ લોકો ચાહાશે અને તમારા ઉ-પર પતિત અને પ્રીતિ રાખશે. ઘરેણાંથી શોભા હોય તો મલ્હારરાવ ગા-યકવાડને ત્યાં કોઇ વાતની ખોટ નહોતી પણ તેનામાં ગુણરૂપી ઘરેણું નહોતું તેથી તે ઘરેણું સૌ વૃથા ગયું. માટે હે દેશી સ્ત્રી અને પુરૂષો તમો ગુણરૂપી ઘરેણાંનો સંગ્રહ કરો. અને આ ખાલી હાનીકારક ઘરેણાંથી મોટાઇ માનીલ્યો છો તે ન માનો.

આવ્યો તો પારકાનું ઘરેણું માગી આણી તે પેહેરીને ઘરેણાથી ખૂબ ગરકાવ થઇ જાય છે અને વાજાં, ઢોલ, શરણાઇ, રણશિંગડાં વિગરેથી ખૂબ ધામધુમ કરી મૂકે છે. હિંદુઓના ખાલી દંભ પરદેશીઓના જોવામાં આવ્યાથી તેઓ એમ સમજ્યા કે હિંદુઓમાં ઘણા રોગો છે તેપરથી દૂર દેશના લોકો હિંદુઓ ઉપર ચઢી આવ્યા અને હિંદુઓમાં કુસંપ હોવાથી જીતી લેઇ વશ કરી લીધા તે હજુ સુધી પરદેશીઓના હાથમાંથી નીકળવા પામ્યા નથી. ઘણાઓની રોજી ખૂટી ગઇ છે તેથી તેઓ રોજી નથી રોજી નથી એવી બૂમો પાડે છે. અને ઘણા શ્રીમંત શેઠ શાહુકારો દબાઇ ગયા છે અને જે પૈસો હતો તે સમુદ્રપાર વહી ગયોછે તેમ છતાં હજુ સુધી હિંદુઓ એની એ ખાલી દંભાઇ ઝાલી રહ્યા છે. આ દંભાઇ દેખીને કોઇ જાણીતા પ્રીન્સ ઓફ્ વેલ્સ જેવા શાહાજાદાની નજરમાં હિંદુઓની ગરીબાઇ ન આવે તો બીજાઓની નજરમાં તો ક્યાંથી આવે. માટે એ હેતુથી સ્ત્રી અને પુરૂષો આ સમય ઘણો નાજીક છે માટે ઘરેણાંગાંઠાં તથા નાતવરા વિગરેના ભારી ખરચો દૂર કરો. અને માંહે પોલ છતાં બાહેરથી દંભ ન દેખાડો કે જેથી કોઇ પરદેશી નવો અમીર ઉમરાવ આ દેશમાં આવે તો તમારે માટે શ્રીમંતાઇનો વિચાર ન બાંધે અને તમારી હાલની અવસ્થા સમજી કંઇ સારો વિચાર બાંધે. માટે પોતાના ઘરની અવસ્થા માફક ઘરેણું કરાવો. પુરૂષ કદી પોતે ફૂલાઇને ઘરેણું કરાવે તો તે વખતે સ્ત્રીએ તેને રોકવો જોઇએ. અને સ્ત્રીઓએ પોતાનો ધણી ઘરેણું ન કરાવે તો તે વાતની આડઇ ન કરવી જોઇએ.

## સ્ત્રીઓએ ઘરનો હિસાબ રાખવો.

દરેક સ્ત્રીએ પોતાના ઘર ખરચના એટલે ઘર ખરચ સારૂ આણેલા દાણા, લુગડાં લતાં, દીવેલ, તેલ, ઘી, શાક, દૂધ વિગરેનો તથા ઘર વ્યવહાર સંબંધી કંઇ પણ નાણાંની લેવડ દેવડ થઇ હોય તો તેનો હિસાબ રાખવો જોઇએ સબબ ઘણું કરીને ઘર ખરચ સ્ત્રીઓના હાથથી થાય છે માટે ઉપરના ખરચોની સંભાળ સ્ત્રીઓને રાખવાનીછે. ઘરની માલિક સ્ત્રી છે તેથી તે ઘરની જેટલી વાત જાણે તેટલી પુરૂષના જાણવામાં ન આવે.

માટે ઘર વ્યવહાર સંબંધી કંઇ પણ આપ લે થઇ હોય અથવા બીજી હરેક રીતનું ખરચ થયું હોય તો તેનો હિસાબ સ્ત્રીએ રાખવો જોઇએ. તથા ઘરની આવદાનીના પ્રમાણમાં ખરચ કરવાને ઘણું ચિંતવન રાખવું જોઇએ.

નામું લખી રાખ્યું હોય તો માલમ પડે કે ઘરની આવદાની માફક ખરચ થાય છે કે નહીં અને ગઇ સાલ આટલું ખરચ થયું અને આ સાલ આટલું ખરચ થયું ગઇ સાલ આ કારણથી ખરચ જાસ્તી થયો અને આ સાલ આ કારણથી ઓછો થયો. ફલાણાને ત્યાં ચાંલા વિગરેમાં આટલા રૂપીઆ આપેલા તેમાંથી પોતાને ત્યાં ટાણું આવ્યું ત્યારે આટલા રૂપીઆ આવ્યા, વિગરે નામું લખી રાખ્યાથી જણાઇ આવે છે. "લખ્યું વંચાય ને મોંનું મોંમાં રહે" એ કહેવત ખરી છે; લખી રાખેલી વાત સરવેને માન્ય કરવી પડે છે અને મોંઢાની વાત આશરા પડતી રહે છે માટે જૂઠી પડે છે. હરેક કામમાં મોંઢાની વાતને ટેકો મળતો નથી પણ લખી રાખેલી વાતને ટેકો મળે છે. માટે દરેક સ્ત્રીએ ઘર વ્યવહાર સંબંધી તમામ હકીકત ઘણું કરીને લખી રાખવી જોઇએ.

વળી જેમ સ્ત્રીઓએ ઘર સંબંધી નામું લખી રાખી પુરૂષોને તપાસવા આપવું જોઇએ તેમ દુકાન સંબંધી વેહેપાર રોજગાર સંબંધી લેવડ દેવડને સ્ત્રીઓએ તપાસી જોવી જોઇએ. અને પોતે વાકેફ થવું જોઇએ. તેથી ઘણીવાર પુરૂષની ગેરહાજરીમાં વાંધાઓ પડે છે તે પોતે દુકાન સંબંધી વહિવટથી વાકેફગારી હોય તો તેના નિકાલ કાઢે અને સામા આદમીની લુચ્ચાઇ હોય તો તે ઉઘાડી કરી આપે. આવી તરેહના અનેક ફાયદાઓ નામું લખી રાખ્યાથી અને નામામાં સ્ત્રીને વાકેફ કરવાથી થાય છે માટે દરેક સ્ત્રીએ પોતાના ઘર સંબંધી હિસાબ રાખવા અને દુકાન સંબંધી વહિવટથી વાકેફ થવું જોઇએ.

## સ્ત્રીઓએ પોતાનાં શાસુ સસરા ઇ૦ સંબંધીઓ સાથે કેમ વર્તવું જોઇએ.

દરેક સ્ત્રી જાતિએ પોતાનાં માબાપ, ભાઇભાંડુ, સાસુ સસરા

અને પતિ વિગરે પીઅરનાં અને સાસરાનાં સગાં સંબંધી સાથે ન-મ્રતા પૂર્વક બોલવું તથા તેઓ કહે તે પોતાથી થઇ શકે તેવું હોય અથવા પરમાત્માના નિયમને ખલેલ ન પહોંચે કે પોતાનું શીલવ્રત ભંગ ન થાય એવું હોય તો તે કરીને તેઓનાં મન રંજન રાખવાં. અને તેઓ પોતાને ચહાય અથવા પોતા ઉપર અતિ પ્રેમ બતાવી આ-શીરવાદ દે એવી વર્તણુંક દેખાડવી એ સ્ત્રી જાતિનો ધર્મ છે.

કેટલીક સ્ત્રીઓ પીઆરીઆં તરફથી સાલ્લા, લુગડાં વિગરે પો-તાને બરોબર વખતસર ન મળવાથી તેઓને ઘણી ગાળો દે છે તથા પોતે ત્યાં જઇ ભારે કંકાસ કરે છે એ શાણી સ્ત્રીઓનો ધર્મ નથી. સબબ માબાપનો ધર્મ એટલોજ છે કે પોતાની પુત્રીને લાયક ઉમર-ની થયે પોતાનું ગજુ ન હોય તો સારા પુરૂષની સાથે કંઇ લોધા દીધા વગર પરણાવવી. પછી પોતાની પાસે પૈસો હોય તો પોતાનો અંસ જાણી કંઇ જોડો લુગડાં કરે, અને સંપત ન હોય તો તે પુત્રી પો-તાના સાસરાના ઘરનાં લુગડાં પેહેરે માટે શાણી પુત્રીએ તો એમજ સમજવું જોઇએ કે માબાપનું ગજુ નથી તેથી લુગડાં ન કરયાં અ-થવા પોતાનું ગજુ છે તેમ છતાં ન કરયાં તો એમ મન વાળવું કે એમણે જન્મ આપ્યો અને ઉછેરીને મોટી કરી એ બધી તરેહનાં લુગડાં આપ્યાં જેટલુંજ છે એમ માની લેવું જોઇએ. નાનપણમાં મા બાપને છોકરૂં ઉછેરતાં કેટલું દુઃખ થાય છે તે અનુભવ થયે માલમ પડશે. હવે એ દુખનો બદલો દીકરીએ પોતે વાળ્યો છે? માબાપની એક ઘડીનો બદલો છોકરાં આખી ઉમર સેવા કર્યા કરે તોપણ વળી શકવાનો નથી તો પછી ઉછેરીને મોટાં કર્યાં તે દરમીઆનનો બદલો શી રીતે વળે. એમણે તે વખતમાં કેટલું બધુ દુઃખ વેઠ્યું છે અને બાળકની કેવી આજ્ઞાઓ પાળી છે તે વિશે પ્રથમ વિચારે તો બાર માસે એક જોટા લુગડાં સારૂ કે કંઇ એવી હરેક બાબત સારૂ સુપાત્ર પુત્રી પોતાનાં માબાપને ગાળ કે દુઃખ ન દે.

ગમે તેવાં માબાપ હશે તો તેઓ જ્યાં સુધી જીવશે ત્યાં સુધી કંઇ આપ્યા વગર પણ સંભાળ લેશે. તેમ પુત્રીને માબાપ, ભાઇ વિ-

ગરે હશે ત્યાં સુધી વિશ્રામ છે અને ઓથ છે માટે કોઇ પણ સ્ત્રીએ પોતાનાં માબાપનો તીરસ્કાર કરવો નહીં. માબાપનો તીરસ્કાર કરનાર પરમાત્માનો મોટો ગુનેગારછે એવું શાસ્ત્રમાં સાફ પોકારીને કહે છે માટે શાસ્ત્રની રૂઢીએ કરીને પણ માબાપને કોઇ પણ પ્રકારે ધીકારવાં નહીં.

ઘણી સ્ત્રીઓ મૂર્ખ અજાણ સ્ત્રીઓનું દેખીને પોતાનાં સાસુ સસરો, દીએર, જેઠ, નણંદ વીગરેની સાથે ભારે ઝઘડો કરે છે અને તેઓને માથે ગાળોનો વરસાદ વરસાવે છે તથા તેમનાં છૂપાઇ રહેલાં છિદ્રો લોકોમાં જાહેર કરે છે. પણ એથી આગળ જતાં પોતાને કેટલો બધો ગેદફાયેદો છે તે બીલકૂલ વિચારતી નથી અને સાસુ સસરો ઇ૦ ની સાથે પોતાનો શો સંબંધ છે એટલે પુરૂષ, એ પોતાનુ અર્ધાંગ છે માટે તેનાં માવેતર પોતાનાં માવેતર છે અને તેનાં ભાઇ ભાંડુ પોતાનાં ભાઇ ભાંડુ છે તેથી પોતાનાં ભાઇ ભાંડુને તથા માબાપને પોતે જેવી રીતે ચહાય છે તેવી રીતે તેઓને ચહાવાં જોઇએ અને તેમનાપર પ્રીતિભાવ રાખવો જોઇએ.

પુરૂષને બે વિશ્રામ છે એક સાસરાનો અને બીજો પોતાના પીતાનો તેમ સ્ત્રીઓને પણ એજ બે વિશ્રામ છે. એ બે વિશ્રામમાંથી એકે પણ ખાંડો થાય તો તેને માથે ભારે સંકટ છે ત્યારે જ્યારે આ બંને આશ્રમ ખાંડા થાય ત્યારે ભારે દુઃખ અને હાનીથાય તેમાં કંઇ નવાઇ નથી. માટે બને તેટલો યત્ન કરીને એબે આશ્રમમાંના એકે આશ્રમમાં બગાડ કરવો ન જોઇએ.

સાસુ સસરાએ પોતાની જૂવાનીમાં મહા મહા દુઃખ વેઠીને નાનપણમાં પુત્રની ચાકરી કરેલી તેના પણ જ્યારે છોકરાંમાં જૂવાની દાખલ થાય છે ત્યારે માબાપમાં પ્રવેષ કરે છે તે વખતે તે પુત્ર તેમની સેવા બજાવવી અને પુત્રની વહુ એની અર્ધાંગના છે માટે તેણીએ પણ પોતાના પતિના દુખમાં અથવા તેમને જે સેવા કામ કરવાનું છે તેમાં ભાગ લેવો જોઇએ અને જેવી રીતે બાળપણમાં માબાપે પુત્રની આજ્ઞા પાળેલી તેવી રીતે તે વખતમાં સ્ત્રી પુરૂષોએ તેમની આજ્ઞા પાળવી જોઇએ એથી પરમેશ્વર તેઓનાપર પ્રસન રહે છે. માબાપની સે-

વા વિષે શ્રવણાખ્યાન સહુએ સાંભળ્યું હશે તેથી ટુંકામાં એટલુંજ કહેવાનું કે તેઓને દુઃખ ન દેવું તેયી અંતે સારૂ છે.

સગાં સંબંધી સાથે હળી મળીને ચાલવાથી તેઓ ચાહી બોલાવે છે તથા તેમનો વનો વાચાથી તેઓ પોતાના દુઃખમાં અથવા ઓપટી વખતે સામીલ થાય છે. વઢકણી સ્ત્રીને માથે પૂર્ણ આફત આવી પડી હોય છે તો પણ તેનાં માબાપ સરખાં પણ તેની વારે ધાતાં નથી તો બીજાં સંબંધીઓ તો કયાંથી ધાય? પોતે "વેંત નમે તો સામો હાથ નમે" એ કહેવત પ્રમાણે પોતે જો જરાએ બીજાનો છેડો સાહ્યો હોય તો સામો પણ તેને મદત કરે, અને જયારે પોતે આડી હોય તો બીજાઓ આડા થાય એમાં કાંઇ નવાઇ નથી. માટે સગાં સંબંધીઓની સાથે હળીમળીને ચાલવું અને તેઓને મીઠા બોલે કરી બોલાવવાં. મીઠી વાણીથી અને નમ્રતાથી કોઇ રસ્તાનો જતો માણસ પણ મદત કરે છે અને પુછેલા ઉત્તરનો જવાબ તત્કાળ દે છે તો પછી જેઓની સાથે વારંવાર સંબંધ રહેલો છે તેઓની સાથે એ પ્રમાણે બોલાય અને ચલાય તો તેઓ કામ આવે એમાં કાંઇ નવાઇ નથી ભલાઇ મેળવવી અને ભુંડાઇ મેળવવી એ પોતાનાજ હાથમાં છે. ઘર પાડી નાંખવું એ સેહેલું છે પણ તેને પછી ચણવું એ કઠણ છે તેમ ભુંડાશ કરવી એ સેહેલી છે પણ ભુંડાશ કરયા પછી ભલાઇ મેળવવી ઘણી કઠણ છે માટે પ્રથમથીજ ભલાશ રાખી હોય તો વધારે સારૂં.

ઘણી સ્ત્રીઓ પોતાનાં વહુવારુ સાથે આડી રીતે ચાલે છે અને તેને ભારે દુઃખ દહે તેઓ એમ સમજે છે કે પોતાના છોકરાને પરણાવ્યો એટલે તે પોતાની દાસી થઇ ચૂકી. તેથી પોતે કહે તેમ કરે અને પોતે જેવી વેઠ કરાવે તેવી કરે. આવા અભણ સાસુના દુષ્ટ વિચારથી તે વહુ બિચારી કુળી વયમાં સાસરે આવી ત્યારથી મહા જૂલમના પંઝામાં આવી ફસે છે. તેના ઉપર મહા દુઃખનો વર્ષાદ વર્સાવી મૂકે છે. તે એટલે સૂધી કે તે બિચારી અબળા કદી સામી થાય તો તેના ઉપર બીજી શોક લાવવાને ચુકતી નથી. કદાપિ છોકરો એમ કરવાને નાખુશ હોય તો તેના ઉપર કોપે છે અને જેમ બને તેમ તેને

પોતાની સ્ત્રીપરની પ્રીતિ ટૂટી જાય તેને માટે જૂઠાં સાચાં તોમત મૂકીને તેનું મન ડગાવી નાંખે છે.

આ કામમાં વખતે એ સાસુની પુત્રીઓ પણ સામેલ થઇ તેની સાથે ભારે ઝઘડો કરે છે પણ તે પુત્રીઓ ભવિષ્યનો જરાયે વિચાર કરતી નથી તેમ તેની મા પણ ભવિષ્યનો વિચાર કરતી નથી જો તે ભવિષ્યનો વિચાર કરે તો તે પુત્રની વહુને કદીએ દુખ ન દે અને તેની સાથે હળી મળીને ચાલે. પણ તેને માથે તેની સાસુનો જુલમ વર્તાએલો તે પોતે સાંખેલો એટલે તે પોતે એમજ સમજે છે કે મને જેમ મારી સાસુએ દુખ દીધું તેમ મારે મારા પુત્રની વહુને દુખ દેવું અને તેના ઉપર ઉપરી પણું ભોગવવું. આવા વધરા સ્ત્રીઓના અભણપણાથી થાય છે. જો સ્ત્રી ભણેલી હોય તો તે સમજે છે કે પોતાના ધણીની સગાઇ સર્વોપરી છે અને તેથી ઉતરતી પોતાના પૂત્રની અને તેની અર્ધાંગનાની છે. તેથી પૂત્રની વહુ પોતાની પૂત્રી બરોબર છે; એની સાથે સલુકાઇ રાખવાથી તે પોતાને ઘરડપણમાં સુખ આપે છે. ઘણી સ્ત્રિઓને ઘરડપણમાં ઘણા પૂત્ર અને તેમની વહુઓ છતાં અને ઘરમાં ઘણું ખાવાનું છતાં અંન મળતું નથી અને પેલી વઢકારી નણંદોથી વહુનો અમલ પૂરો જામ્યા પછી આગતા સ્વાગતા થતી નથી. તે વખતને માટે તેઓએ એવી કહેવત ઘડી કાઢેલી છે કે "આવે વરની બેહેન તે જાય એમની એમ, આવે વરની સાળી તો પેહેરીને જાય સાડી" આ બોલ લાગુ પડવાનું કારણ સાસુનું છે. સંબબ સાસુ પોતે નીતિ વાળી અને દયાવાળી હોય તો તેમની પૂત્રીઓ પણ તેવી થાય અને વહુઓ પણ તેવી થાય. તો કોઇ કોઇને ગાંહો માંહી લડાઇ ટંટો થાય નહીં અને એક બીજાપરથી મન પતિત ઉઠી જાય છે તે ઉઠી જાય નહીં, અને એમના દિવસો સુખેથી નિર્ગમન થાય. માટે દરેક સ્ત્રીજાતનો ધર્મ એ છે કે પોતાની વડવારુ, નણંદ, ભોજાઇ†

† જેઠની સ્ત્રી અને દીયેરની સ્ત્રી પણ પોતાના ભાઇની સ્ત્રી કરતાં વધારે સંબંધ વાળી છે અને તેથીજ આપણામાં "જી" માનાર્થ અક્ષર વાપરીને ભાભીજી કરી બોલાવે છે અને તેમનાં છોકરાં પોતુ

સાસુ,* સસરો, દીએર, જેઠ અને સૌ સંબંધી તથા આડોસી પાડોસીઓ સાથે હળીમળીને ચાલવું અને તે સૌની પ્રીતિ સંપાદન કરવી.

પ્રીતિ સંપાદન કરવી એ પોતાના હાથમાં છે તે માટે કહેવત છે કે "આપ ભલા તો સૌ જગભલા" એટલે પોતામાં ભલમનસાઈ હોય તો લોકો પણ તેને ચાહીને બોલાવે અને સૌ ભલી સ્ત્રી ભલી સ્ત્રી કહે. માટે દરેક સ્ત્રીએ સદગુણો ગ્રહીને ભલમનસાઈ રાખવી. આથી તેઓનાં કુટુંબનાં માણસો પણ તેવાં નિવડશે. અને તેમના ઘરની આબરૂ તથા જશ લોકોમાં ગવાશે.

## સ્ત્રીઓએ પોતાનાં છોકરાંની સંભાળ કેમ લેવી.

સ્ત્રીઓએ જન્મ આપ્યા પછી બાળકને ધાવણ ન છોડાવ્યું હોય એટલે બાળક બે ત્રણ વર્ષનું થાય ત્યાં સુધી તેલ, ખટાઈ, ઘણી તીખી અને ગરીષ્ટ વસ્તુઓ તથા કુપથ્ય ખોરાક જે ખાધાથી બાળકને ઉપદ્રવ પેદા થાય તે ન ખાવા. માતાના મિથ્યા સ્વાદથી છોકરાંને ઘણો અવગુણ થઈ તેઓનાં શરીર નિર્બળ થાય છે. અને આખી ઉમર સુધી તે બાળકો માંદા ને માંદાં રહે છે માટે કચરી પાળવી જોઇએ.

ઘણી સ્ત્રીઓ ઉદરમાં સંતાન હોય છે તે વખતે ઈંટો, નળીઆં વિગરે ખાય છે તથા બીલકુલ કચરી પાળતી નથી તેથી છોકરાંનો જન્મ આપતાં કષ્ટાય છે એટલુંજ નહીં પણ વખતે પોતાના પ્રાણ પણ ખુએ છે. કદી તેમ ન થાય તો તેમનું બાળક તો જરૂર રોગીષ્ટ હોય છે તેને અનેક તરેહની દવાઓ ખવરાવે છે તોપણ તે સાજું થ-

---

તાનાં છોકરાં જેવાં છે. સબબ પોતાને કંઇ સંતાન ન હોય તો મૂઆ પછી એ છોકરાં ક્રિયા કરાવે તો તે પોતે પામે પણ ભાઈનાં કે બેનનાં છોકરાં ક્રિયા કરાવે તો તે પામે નહીં એવું શાસ્ત્ર કહે છે માટે તે છોકરાંપર પોતાના પુત્ર જેવી પ્રીતિ રાખવી.

* ઘણી વાર સાસુના જુલમથી ઘણી વહુઓએ પોતાના પ્રાણ બળાત્કારે ખોયાછે અને તેથી તેઓનાં ન સંતાન ગયેલાં છે. માટે પાછળથી એ બાબત પસ્તાવો થાય તેના કરતાં પ્રથમથી સમજીને ચાલે તો તે વધારે સારૂ.

વું નથી અને એક જીભના જરા સ્વાદ સારૂ બાળકને સારૂ પોતે પણ્ દુખ પામે છે.

કદી તમામ તરેહની કચરી પાળે અને છોકરૂં સાજું હોય પણ તે આ રાતની વખત ખુલી હવા સેવે તો તે છોકરૂં માંદુ થાય. રાતની વખતે ખુલી હવા તમામને નુકશાન કારક છે તેમ સ્ત્રિને પણછે એથી એના શરીરમાં વાયુ વિગેરેની ઉપાધી થાય છે. તે ધાવનાર બાળકના શરીરમાં પ્રવેષ કરે છે એટલે બાળકને વરાધ વાવળી વિગરે જેમ ટાઢા પદાર્થ ખાધાથી થાય છે તેમ થાય છે. વળી કેટલી સ્ત્રીઓ રાતની વખતે પોતાના બાળકને સોડમાં લઈને સૂએ છે. તે વખતે પોતે જરાએ સંભાળ રાખતી નથી તેથી કોઈ વાર બાળકો ઉંઘમાં ડબાઈને મરણ પામે છે અને વખતે ઘણી પીડા પામે છે માટે તે વખતે ઘણી સંભાળ રાખવી જોઈએ.

છોકરાંને મલિન થવા ન દેતાં તેઓને નવરાવી ધોવરાવી સ્વચ્છ રાખવાં, તથા સ્વચ્છ લુગડાં પેહેરાવી નગ્ન ન રાખવાં. મલિનપણાથી કેવા અવગુણ થાય છે તે પાછળ લખ્યા છે તેમ છતાં અત્રે એટલુંજ કહેવાનું કે સ્વચ્છતાઈથી તેઓની બુદ્ધિ આગળ જતાં નિર્મળ રહે છે અને રોગ ઉપાધિ થએલી હોય તો તે અરધી નાશ પામે છે તો જ્યારે પ્રથમથીજ જાળવીને છોકરૂં ઉછેર્યું હોય તો તે નિરોગી રહે અને તેની દેડ સુધી તબીઅત તેવીને તેવી રહે એમાં કાંઈ નવાઈ નથી. માટે છોકરાંને મલિન રાખવાં નહીં.

પ્રથમથી છોકરાંને ખોયાવાળા ઘોડીઆમાં ન સુવાડતાં પારણામાં કે એવા ઘાટની માંચીમાં સુવાડવાં જોઈએ. ઘોડીઆમાં સૂવાડવાથી કરોડનું હાડકું વળી જાય છે અને કેડો તથા સાંધા નરમ થઈ જાય છે તેથી આગળ જતાં અકડ હિંડાતું કે બેસાતુ નથી. અને એ છોકરૂં જ્યારે જુવાનીમાં આવે છે ત્યારે તે બેસતી વખતે પગના ગોડા બાંધે છે અને ઘરડપણમાં ઘણા ડોસાઓ ચીપીઆની પેઠે બેવડ વળી જાય છે. આવું પુરૂષોમાં અને સ્ત્રીઓમાં અબળપણું આણનાર ઘોડીઉછે.

શરીરના બળની એટલે જુસ્સાની સાથે મગજનો સંબંધ છે,

અને મગજ જેવું તેવી બુદ્ધિ છે તેથી શરીરના અબળપણાથી મગજ નરમ પડી જઇ તેથી બુદ્ધિ ટુંકી થઇ જાય છે, માટે દેશી સ્ત્રીઓને ઘટે છે કે જેમ બને તેમ તેઓએ આ ચાલ જલદી દૂર કરવો જોઇએ. દેશની પડતી થવાનું આ પણ એક કારણ છે માટે પુરૂષોએ પણ તે ચાલ દૂર કરવામાં બનતી કોશિશ કરવી જોઇએ.

બાળક હિંડતાં શિખે ત્યારે તેને હિંડતાં શિખવા માટે જે જે સાધનો જોઇએ તે તે સાધનો આણી આપવાં જોઇએ. અને કંઇ આખડી પડે અથવા ભયવાળી જગોએ જઇ ચઢે તેની ઘણી સંભાળ રાખવી જોઇએ. તથા તે બાળક પ્રથમ કાલાં કાલાં મૃદુ વચનો બોલે છે પણ તે દિવસે દિવસે સુધરાવી શુદ્ધ ઉચ્ચાર કરતાં શિખવવા જોઇએ. શબ્દો ન સુધરાવાથી બાળકો મોટી ઉમરનાં થયે નઠારા નઠારા ઉચ્ચાર કરે છે અને કેટલાક તોતડા એટલે ટુટક ટુટક શબ્દોનું ઉચ્ચારણ કરનારા થાય છે, માટે નાનપણથી શબ્દસુધારવાનીસંભાળ રાખવી જોઇએ. ઘણું કરીને છોકરૂં માતાના હાથથી ઉછેરવામાં આવે છે માટે માતાઓ, પોતે શુદ્ધ શબ્દ બોલી શકિત હોય તો તે બાળકને શિખવે પણ માને તે બાબતનું જ્ઞાન ન હોય તો કયાંથી શિખવે? માટે માતાઓએ શુદ્ધ શબ્દ બોલતાં તથા ઓળખતાં શિખવા જોઇએ.

ખાતાં શિખ્યા પછી પણ બાળકને પાચનકારી ખોરાક ખવરાવવા જોઇએ. સબબ તે વખતે તેઓનો જઠરાગ્નિ ઘણો પ્રબળ હોતો નથી તેથી તેઓને ભારે અને કુપથ્ય ખોરાક પચી શકતા નથી માટે તે માંદા પડે તેથી ખાતાં શિખ્યા પછી બાળકને સૂક્ષ્મ ખોરાક ખવરાવવા. હિંડતાં શિખ્યા પછી બાળકને સારી હવા ખવરાવવી એટલે સારી ખુલ્લી હવામાં તેઓને ફેરવવાં તથા થોડું થોડું રટણ કરાવવું અને અંગ કસરત કરાવતા રહેવું ખુલ્લી હવાથી તેઓનાં શરીર આરામમાં રહે છે; રટણ કરાવ્યાથી તેઓના શરીરનો બાંધો મજબુત થાય છે. એ વખતે પુષ્ટકારી દૂધ વિગરે ખોરાક પોતાનું ગજુ હોય તો ખવરાવવા એથી તે બાળકો આગળ જતાં પોતાના શરીરના જુ-

મથી ગજાબહાર તેવાં કામો કરવાને માથે લે છે. એટલુંજ નહીં પણ વખતે પોતાના દેશનો* બચાવ કરી શકે છે.

દરેક બાળકને નીતિની વિવિધ રમતો રમતાં શિખવવી જોઇએ રમતથી તેઓની વિચાર શકિત અને અવલોકન શકિત વધે છે તથા તેઓનું મગજ, પ્રફૂલ્લ રહે છે. પણ જેમ જેમ તે મોટું થતું જાય એટલે તેનાં મન તન વૃદ્ધિ પામતાં જાય તેમ તેમ તેનું લક્ષ રમતમાંથી ઓછું કરાવી વિદ્યા તરફ ફેરવતા જવું જોઇએ.

નાનપણથી તેઓને સારી સોબતમાં ફરવા દેવાં. નીચ અને હલકી કોમનાં (જેઓના ઘરમાં અનીતિ ભરેલી છે એવાઓનાં) છોકરાંની સોબત કરવા દેવી નહી પણ જેના ઘરમાં નીતિ હોય, વિવેક હોય અને તેમનાં માબાપ વિદ્વાન અથવા ખાનદાનવાળાં હોય એવાં છોકરાંઓની સોબત કરાવવી. જેના ઘરમાં જેવી રૂઢી તેવી તેમનાં છોકરાં શિખે છે અને તેમની સોબતે ફરવાથી છોકરાંમાં તેવા ગુણ આવે છે માટે નઠારાં છોકરાંની સોબત કરવા દેવી નહીં.

બાળકને નાનપણથી સાચુ બોલતાં શિખવવું. તથા તેઓ પ્રાણી માત્ર ઉપર દયા રાખે અને પરમેશ્વરની ભકિત કરે અને તેના નિયમ પાળે તેને માટે હમેશાં ઉપદેશ કરતાં રહેવું.

ઘણાં છોકરાં નાનપણથી જુઠું બોલે છે, બેઅદબી બોલે છે તથા બીજાં પ્રાણીઓને દુખ દે છે તે વખતે તેમની માતા અજ્ઞાનપણાથી ખુશી થાય છે પણ તેઓ આગળ જતાં જુઠુ બોલનારાં, દુષ્ટ અને દયાહીણ થઇ દુનીઆંને કનડનારાં થાય છે તથા વખતે ગુનો કર્યા બદલ ખત્તા ખાય છે ત્યારે તેઓ ભારે પસ્તાવામાં પડે છે માટે પ્રથમથી વિચારીને જેમ બને તેમ છોકરાંની નીતિ શરીરની તંનદુરસ્તી અને મનના જ્ઞાનની વૃદ્ધિ તરફ માતાઓએ ઘણું લક્ષ આપવું જોઇએ.

---

* એક માણસને તેની મા ઉપર કહ્યા પ્રમાણે ઉછેરે તો તે એકલો કાંઇ દેશનો બચાવ કરી શકવાનો નથી પણ બધી સ્ત્રીઓ પોતાનાં બધાં છોકરાંને તે પ્રમાણે ઉછેરેતો તમામ મળીને ધારેલું કામ કરી શકે.

## પરમેશ્વર, માણસ જાત અને સ્વદેશ સંબંધી પોતાના ધર્મ કેમ પાળવા અને બજાવવા.

આપણને પરમાત્માએ આ દુનીઆમાં શા વાસ્તે ઉત્પન કર્યાં છે અને એ પરમાત્માની કઇ કઇ ફરજો પાળવાની છે. તથા દુનીઆં પ્રત્યે એટલે માણસ જાતિ પ્રત્યે અને સ્વદેશ સંબંધી પોતાના ધર્મ કેવી રીતે પાળવાના અને બજાવવાના છે એ દરેક પુરૂષ અને સ્ત્રીએ સમજવું જોઇએ.

પરમકૃપાળુ પરમાત્માએ માણસ જાતિને માટે આ દુનીઆમાં તમામ તરેહનું બગી મૂકેલું છે. માણસો પોતે સાધનહીણ છતાં બુદ્ધિ બળે કરી જ્યાં જેનો જેવો ઘટે ત્યાં તેનો તેવો ઉપયોગ કરી શકે છે તથા તેઓ સર્વ પ્રાણી જાતનું ઉપરીપણું ભોગવે છે. તે ઉપરથી એમ સમજાય છે કે એ પરમાત્માની માણસ જાતિપર પૂર્ણ મેહેરબાની છે. માટે માણસ જાતિએ પરમાત્માના નિયમોને અનુસરીને આ દુનીઆં-માં ચાલવું જોઇએ. એટલે સાચું બોલવું, લુચાઇ ન કરવી, ગરીબ પર દયા રાખવી, પર ઉપકાર કરવો, નમ્રતા રાખવી કોઇને નુકશાન કરવાની દાનત ન રાખવી, ચોરી તથા જારી કરવા તરફ લક્ષ ન રા-ખવું, પરમાત્માએ જે આયુષ્યની હદ બાંધેલી છે તે દરમીઆન ત-મામ વખતનો સારો ઉપયોગ કરવો પણ દુર્વ્યસન, આળસ અને કોઇ ની નિંદા કરવામાં નકામો વખત ગાળવો નહીં તથા આપણો અને તમામ જગતનો તથા સકળ બ્રહ્માંડોનો કર્તા પરમાત્મા છે તે પોતે અ ચળ, અમાઇક સચ્ચિદાનંદરૂપ અને તમામનું ભરણ પોષણ કરનાર છે માટે એ દયાળુ પીતાની ભકિત કરવી જોઇએ.

ઘણાં પોતાના ધંધાથી મુકત થયા પછી બધો વખત ફોગટ ગાળે છે પણ કદીએ પરપેશ્વરનો ઉપકાર માનતાં નથી અને પોતાના કરેલા ગુન્હાની માફી માગતાં નથી તેથી તે પુરૂષો અને સ્ત્રીઓ પરમાત્મા નાં ગુન્હેગાર થાય છે અને તેઓને મૂઆ પછી પરમાત્માની આગળ પોતાનાં કરેલાં કર્મોનો અને પોતાનો નકામો વખત ગાળ્યાનો બદલો

નો જવાબ દેવો પડશે. એ વખતે એઓના જીવને ઘણું દુઃખ વેઠ વાનું છે. માટે "પાણી પેહેલી પાળ બાંધવી" એ કહેવત પ્રમાણે પ્રથમથી જ પરમાત્માના નિયમો પાળવા એ વધારે સારૂ છે. આ દુનીઆંમાં કોઇ ધનવાન, કોઇ ધન હીણ, કોઇ અકલ હીણ, કોઇ અકલવાન, કોઇ કાળ, કોઇ ગોરૂ, કોઇ સુખી અને કોઇ દુખી છે. તે સૌ માણસ જાત પ્રથમ એકજ માબાપથી ઉત્પન્ન થઇ છે અને સૌનો બનાવનાર અને પાળનાર એકજ પરમાત્મા છે. માટે સૌ માણસો એક કુટુંબીછે તેથીકોઇને પણ હલકો ન ગણતાં તમામને સમાન ગણવા અને તેઓ નાપર પ્રીતિ તથા દયા રાખવી. એટલે પોતાને પરમેશ્વરે ખાવા પીવાનુ અને ધન આપ્યું હોય તો અપંગોને અન્ન આપવું અને ગરીબોને ઉદ્યમે લગાડવા સારૂ હુન્નરશાળાઓ સ્થાપવી તથા હરેક રીતે તેઓને રોજી મળે અને પોતાનું કામ થાય તેવાં કારખાનાં કાઢવાં. તઓનું અજ્ઞાનપણું દુર કરવા સારૂ વિદ્યાશાળાઓ સ્થાપી જેમ બને તેમ તેઓને ભણાવવા જેથી તેઓ વિધારૂપી ઝાડથી ઉપજતાં ફળ ચાખે, પાણીની સગવડને માટે જળાશય બનાવવાં અને જુનાં નવાણો ને મરામત કરાવી નવાં કરાવવાં; નિરાશ્રીતોને માટે આશ્રમ બંધાવવા એટલે ધર્મશાળાઓ બનાવવી; દુખીનાં દુઃખ દુર થવા માટે ઔષધશાળાઓ બનાવવી; તથા પરઉપકારાર્થે જેટલી બને તેટલી જુકિતઓ કામે લગાડવી અને પોતાના દેશની જેમ બને તેમ ચઢતી થાય તેને માટે બને તેટલા યત્ન કરવા. પોતાના દેશમાં દુકાળ પડયો હોય તો અન્ન વગર જેવી રીત પોતાના કુટુંબના પ્રાણને જેવું નુકશાન થાય તેવું બીજાનું સમજીને તેઓને અનની સહાય કરવી. હિતોપદેશ મિત્ર લાભમાં કહ્યું છે કેઃ—

**श्लोक.—मरुस्थलपांयथावृष्टिःक्षुधार्तेभोजनंतथा**

**दरिद्रेदीयतेदानंसफलंपाण्डुनन्दन**

અર્થ—જે દેશમાં વૃષ્ટી ન થઇ હોય એટલે દુકાળ પડયો હોય તે દેશના લોકોને એટલે તે દેશના જે લોકો અંન વગર ભુખે મરે

છે, એવાઓને અંન આપવું. એ શ્રેષ્ટ દાન છે. એવું શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે વળી

**શ્લોક.—दारिद्रानभरकौंतेयमाप्रयच्छेश्वरेधनं**
**व्याधितस्यौषधंपथ्यंनीरुजस्यकिमौषधैः॥**

અર્થ—હે અર્જુન દરિદ્રને એટલે ગરિબને દાન આપ. મતલબ કે ગરીબોને આશ્રય આપી કામે લગાડ. ઘણા એમ સમજે છે કે ગરીબને દાન આપવું એટલે પૈસો આપવો એથી એ પોતાના એક દહાડાનું અંન લાવીને ખાશે અગર એવા પોતાને માગે આવતા ખરચમાં ખરચશે. પણ ખરૂં જોતાં એમ નથી, એતો એમ છે કે, ગરીબોને આશ્રય આપીને તેઓને ઉદ્યમે લગાડવા જેથી તેઓ હમેશનું ખાવાનું પેદા કરી શકે. શ્રીમંતને દાન આપવું. સબબ શ્રીમંતનોધર્મ તો ઉડતો પર ઉપગાર કરવાનો છે તે પોતે પરઉપગાર ન કરે અને ઉડતો આશ્રય લે એ પરમાત્માનો ગુન્હો છે એવું શ્રી કૃષ્ણ પોતે અર્જુનને કહે છે. સબબ જેને રોગ છે તેને ઓષધ કામનું છે પણ જેને રોગ નથી તેને ઓષધ આપવાથી પોતાને તે કામનું ન હોવાથી દોળી નાંખશે કોઇ ખોટો ઉપયોગ કરશે માટે ન આપવું તે સારૂં. તેમ એ શ્રીમંતોને દાન આપ્યાથી છે. આવો ગીતાને વિષે શ્રી કૃષ્ણે અર્જુનને ઉપદેશ કરેલો છે તેમ છતાં આપણે દેખીતું પણ જાણીએ છીએ કે એ પ્રમાણે નકામા લાડુ ખવરાવી પુન્ય સમજવું અને ખાલી ઢોંગીઓને નાણું આપી પુન્ય સમજવું એ ગેર ઘટારત છે. આથી ઉડતી અનીતિ થાય છે પણ નીતિનો વધારો થતો નથી. સબબ એવી રીતે દાન કરવાથી દેશમાં દરિદ્રતા પ્રવેશ કરે છે. માટે માણસ જાતનો ધર્મ છે કે દરેક માણસ જાતને શુભ આશ્રય આપવો અને પોતાના દેશનું કલ્યાણ થાય તે તરફ ખુબ લક્ષ આપવું જોઇએ. દ્રષ્ટી બંધાયાના વિચારે જોતાં આખી દુનીઆંનાં તમામ માણસો એક માબાપથી ઉત્પન્ન થયેલાં છે માટે તે સૌ એકજ કુટંબીછે. પણ

કાળના મોળા વિસ્તારે કરીને તે સગાઈ ગણી શકાતી નથી. તેથી ટુંકામાં એક ઘરમાં રહેનારાં અને એક માબાપથી થયેલાં પેઢીનાં માણસો તે એક કુટંબી, અને જે પેઢી જેના નામથી ઓળખાય છે તેનો વિસ્તાર વધી થયેલાં જરા દુરનાં કુટંબી છે અને તે સૌ કુટંબી ભાઈ ભાંડુ ગણાય છે; ગામમાં વસનારાં ગામઈ ભાઈ, પ્રાંતમાં વસનારાં પ્રાંતભાઈ, અને દેશમાં વસનારાં માણસો દેશી ભાઈ છે. તે સૌની સાથે શો સંબંધ છે તે જ્યારે પોતાનું સ્થળ મુકી પરસ્થળમાં જઈ ચઢયા હોઈએ અને ત્યાં તેમાંનો કોઈ મળી આવે ત્યારે જણાય છે તે એવી રીત કે તેના પર સ્વાભાવીક પ્રીતિ આવે છે તે પરથી તેઓની સાથે શો સંબંધ છે તે જણાઈ આવે છે વળી કોઈ પારકા દેશનો પોતાના દેશને માટે, પારકી નાતનો પોતાની નાતને માટે, પારકા ગામનો પોતાના ગામને માટે કંઈ આડું બોલે, તો તે વખતે મનમાંથી જે કંઈ ઉત્તર બોલવાના વિચાર ઉપડે છે તે અભિમાન કહેવાય છે. તે અભિમાન તમામના હૈયામાં પરમાત્માએ સ્વભાવિક ભરી મુકેલું છે તેમ છતાં હાલના વખતના હિંદુઓ પોતાના દેશના અનેક નઠારા ચાલોને લીધે ખોઈ બેઠા છે. માટે તે ચાલ જેમ બને તેમ દૂર કરવા અને આપણુ સૌ દેશી અને જાતિ વચ્ચે શો સંબંધ છે તે બાબત વિચાર કરવો જોઈએ. અને આ સમયને અનુસરીને વિદ્યા પ્રાપ્ત કરી તથા દૂરાચરણો દૂર કરી સદાચરણો ઝાલી એક બીજાપરની ઈર્ષા સમાવી દેવી જોઈએ. એ તમામ સ્ત્રીપુરૂષોને ઘટારત છે.

## શું કરવું ને શું ન કરવું.

દરેક સ્ત્રીએ પોતાનાં છોકરાંને નીતિની કેળવણી આપીને ઉછેરવાં, ઘર ધંધાથી મૂકત થઈને પોતાનો વખત આળસ. કે લડાઈ ટંટામાં કે ફોગટની કુથલી કરવામાં અથવા જેમાં પોતાનું અનહિત છે એટલે કોઈ પણ પાછળથી નિંદા કરે એવી બાબતોમાં નકામો ન ગાળવો. ગયેલો વખત ફરીને હાથ લાગવાનો નથી અને જે પળ જાય છે તે આવરદામાંથી ઓછી થાય છે માટે પોતાનો વખત વિદ્યાભ્યાસ કરવામાં કે કંઈ ઉદ્યમ કરવામાં અથવા પરમાત્માની ભક્તિ કરવામાં

આળવો, પોતે સુઉદ્યમ [જેમાંથી થોડી અથવા ઘણી મેહેનતે ઘણો પૈસો પેદા કરી શકાય, લોકોથી અપજશ ન મળે અને પરમેશ્વર નાખુશ ન રહે એવા ઉદ્યમ] કરવા અને પોતાનાં કુટંબનાં, સંબંધનાં અને આડોસી પાડોસી વિગરેને સદરરતે ચઢાવવા સારો બોધ કરવો તથા તેમને સદ ઉદ્યમ બતાવવા, પોતાની જાતની તથા નાતની સ્ત્રીઓની હાલત સુધરે અને તેઓમાં જે દૂરગણો છે તે દૂર થાય તેને માટે હળવે હળવે એક બીજી સ્ત્રીને પોતાના પક્ષમાં દાખલ કરીને તે મત ભાગી પાડવો, દયા રાખવી, પરમેશ્વરની શુદ્ધ અંતઃકરણથી ભકિત કરવી, ઢાંગ ન કરવો એટલે ઘણી સ્ત્રીઓ પોતાના ધણીને અથવા સાસુ સસરા વિગરેને ડુંખરાવવા, વશ કરવા અથવા બીજા કારણોથી પોતે ભૂત આવ્યું છે અથવા માતા આવી છે એવા જૂઠા જૂઠા ઢોંગ કરે છે અને પોતાનાં નાણાં તેઓની પાસેથી ભૂવા જાગરીઆ વીગેરેને ખવરાવેછે; આથી એકતો પોતાનાં નાણાં જાયછે અને બીજું પોતાનાં મરી ગયેલાં માબાપનાં અથવા સાસુ સસરાનાં કે ઘરડીઓનાં નામ વગોવાય છે તથા પોતે જૂઠું બોલે છે તેથી પરમેશ્વરની ગુનેગાર થાય છે માટે એવા ફોગટના ઢોંગ ન કરવા; ઘણી સ્ત્રીઓ પોતાની ખોડથી પોતાના ધણીની કે કુટંબીઓની આણ માનીતિ થાયછે પછો પાછળથી લુચ્ચી સ્ત્રીઓની સોબતથી કોઇ હરામ ખોર ઢોંગીઓને ખોળી કાઢીને પોતાના ભાયડાને વશ કરવા માટે જાદુ કરાવે છે, અને વખતે કંઇ ખવરાવે છે. આથી ઘણી સ્ત્રીઓના ભાયડા ગાંડા થઇ ગયા છે અને ઘણા મરણ પામ્યા છે. જ્યારે એવી રીતે થાય છે ત્યારે પોતાને માથે એક તો ખુન કર્યાનો ગુનો થાય છે તેનો પરમેશ્વર આગળ જવાબ દેવો પડશે અને બીજું તે સ્ત્રીનો ધણી ગાંડો થઇ જાયછે અથવા મરી જાયછે ત્યારે પોતે સાધનહીણ થઇ જવાથી મહા દુઃખમાં આવી પડેછે માટે એવી રીતે ન કરતાં પોતાની જીભની મીઠાશે કરીને તથા પોતે સદાચરણે ચાલીને પતિને વશ કરવો. મંત્ર અને મોહની એ જીભ છે જીભે કરીને ખત્તા ખાયછે અને જીભે કરીને સુખી થાય છે, માટે જીભમાં રસ મેળવવો એટલે તે-

ઓનાં ધારેલાં કામ થશે અને ઉપર કહેલાં કામો કરશે તો તેને ભારે હાની થશે માટે તે પ્રમાણે ન કરવું; પરપુરૂષો સાથે નપાક પ્રીતિ ન બાંધવી અને એવા નપાક પુરૂષો અને સ્ત્રીઓ સાથે ઉભાં પણ ન રહેવું, સબબ એથી પોતાના શીલવ્રતનો ભંગ થઇ જઇ પોતાનાં બાપદાદાનાં નામને કલંગ લાગે છે, અને પરમેશ્વરના કોપ નીચે આવવું પડે છે માટે એવાંને છાંયડે કોઇ દિવસ ઉભું ન રહેવું, સતસંગ કરવો એટલે જેઓ તરફથી પોતાને ઉપદેશ મળે અને પોતાની નીતિનો ભંગ ન થાય અને નિર્મળ બુદ્ધિ થાય એવાઓનો સંગ કરવો. મોંઢેથી બિભત્સ વેણ એકે કાઢવું નહીં અને જ્યાં એવું બોલાતું હોય ત્યાં ઉભાં પણ રહેવું નહીં. શુકલ અંન ખાવું અને ખવરાવવું એટલે કોઇએ નઠારી રીતે પેદા કરેલું અથવા એઠું અંન ખાવું નહીં; તેમ અદબની હદ તોડવી નહીં.

ઘણી સ્ત્રીઓ ઢંગઢાળ વગરનાં અને હસવા લાયક તથા સરમાવા જોગ ગીતો ગાય છે તે ન ગાતાં સ્ત્રીજાતનો સ્વભાવિક કોમળ અને મધુર સ્વર છે તે બીજાઓને ઘણો પ્રીય લાગે છે માટે સ્ત્રી જાતીએ એવાં બે ડોળ ગીતો ન ગાતાં સારાં ઢાળવાળાં અને ગતવાળાં પદ, ગીત વીગરે રાગ રાગણીનાં પદ ગાતાં શિખવાં. ગાયન શિખવું એ પણ ઘણું ઉપયોગી છે અને તે, વખતે એટલું બધું કામ લાગેલું છે કે એથી પોતાના જાનમાલ વિગરેને બચાવે છે. ચાંપરાજ હાડાની સ્ત્રી વિગરે સ્ત્રીઓએ ગાયન કળા શિખ્યાથી ઘણાં ભારે સંકટો નિવાર્યાં છે, તથા જેવી રીતે બીજી વિદ્યાઓમાં બુદ્ધિની કેળવણી છે તેવીજ રીતે આની અંદર પણ ઘણી સમજુતની સાથે બુદ્ધિની કેળવણી છે. અસલની ઘણી ખરી સ્ત્રીઓ, એ વિદ્યા જાણતી હતી પણ હાલમાં એ વિદ્યા તદન ભાગી પડી છે માટે તે વિદ્યા શિખવાને તમામ સ્ત્રીઓએ મનન કરવું જોઇએ. એ વિદ્યા શિખીને ગણકાઓની પેઠે કમાવા જવું એમ નથી પણ એથી ઉપર લખેલા વિગરે ઘણા ફાયદા છે માટે શિખવી.

આ સિવાય દુનિઆંમાં સ્ત્રીઓ સંબંધી જે જે ઘટતી રીતો છે

અને જેમાં પોતાનું હીત છે તે રીતો હરેક સ્ત્રીએ ગૃહવી અને જે અઘટીત એટલે જેમાં પોતાનું અનહીત છે તે રીત કદીએ ગૃહવી નહીં.

### સ્ત્રીઓને લગતી ચાલતી રૂઢીઓમાં કઇ ઘટીત છે ને કઈ અઘટીત છે.

૧ આ દેશની સ્ત્રીઓની ચાલતી રૂઢીઓમાં રૂતુ પ્રાપ્તી થયે ઘરમાં અડકવું નહીં એટલે દૂર બેસવું; મતલબકે આ વખતે સ્ત્રીજાતિના શરીરમાંથી રૂધિર વિગરે નીકળે છે તેથી તેનું શરીર બેફામ રહે છે. આવી વખતે તે સ્ત્રીઓ કામ કરે તો તેમના શરીરને અનેક તરેહના રોગ ઉત્પંન થાય અને આવી વખતમાં સ્ત્રી પુરૂષ સંભોગ કરે તો તેથી જે પ્રજા થાય તે મહા વિકારવાળી અને નાદાન થાય એવું વૈધક વિગરે ગ્રંથોથી સાફ માલમ પડે છે, માટે હિંદુસ્તાનના શાણા અને વિદ્વાન રૂષિઓએ આ બાબત ધર્મ શાસ્ત્રમાં દાખલ કરી. સબબ આ દુનીઆંમાં તમામ માણસો એક તરેહનાં અને એક મિજાજનાં નથી તેથી કમ અકલનાં માણસો આ વખત નસાચવે માટે અડકવાથી અભડાય વિગેરે ભારે દોષ મૂકેલા છે. એ દોષે કરીને નીચ સ્વભાવના માણસો પણ સંગ કરતાં અચકાય છે માટે એ વિષે જે બાધ મૂકેલા છે તે વ્યાજબી છે અને તે તમામે પાળવા જોઇએ. જ્યાં સુધી રક્તસ્રાવ બંધ પડો નથી ત્યાં સુધી કંઇ પણ કામ ન કરવું એ પણું વ્યાજબી છે. પારસી વિગરેમાં પણ એ ચાલે છે અને અંગ્રેજ વિગરે લોકોમાં પણ એ વખતે કંઇ પણ કામ કરવાનો ચાલ નથી તે પરથી પણ સિદ્ધ થઇ શકે છે કે એ વ્યાજબી ચાલ છે પણ તેમાં થી મતલબ છે તે દેશી સ્ત્રી બિલકુલ જાણતી નથી તેમ પુરૂષો પણ જાણતા નથી તેથી તેઓ તે વેળાને માટે સ્ત્રી જાતને તુચ્છ ગણે છે.

પ્રથમ સ્ત્રીને પરણાવતી વખતે પુરૂષ પાસેથી પલ્લુ એટલે સ્ત્રીના ગુજારા માટે કેટલુંક નાણું મૂકવામાં આવે છે એ ચાલ પણ ઘણો સારો છે. એથી ધણી ગુજરી ગયા પછી સ્ત્રી પોતે નિરાધાર હોય તો તે વખતે એ નાણાંમાંથી કંઇ ઉપજ આવે તેમાંથી તેનો ગુજારો

ચાયે અને કોઠનું ઓશીઆળું વેઠવું ન પડે માટે એ પાશે સારોછે.

સ્ત્રીઓએ રસોઇ બનાવવી અથવા ઘર ધંધા સંબંધી કામ કરવાં એ રૂઢી વધારે સારી છે. એ બાબત તમામ સ્ત્રીઓ પોતાની પુત્રીઓને માટે નાનપણથી વધારે ચિંતવન રાખે છે અને જેમ બને તેમ એ કામમાં વધારે મેહેનત લેઇ એઓને સાસરે જતાં પહેલાં વાકેફ કરે છે. જે પુત્રી એ કામમાં વહેલી માહીતગાર થતી નથી તેને માટે તેની મા કહેછે કે "પુત્રી તને રસોઇ વગરે કામ નથી આવડતું તો સાસરામાં શી રીતે સતાશે." આ કહેવત અમલમાં લાવવા માટે જેવું તેની મા ચિંતવન રાખે છે તેવું તેને નીતિમાં ચલાવવું અને નિશાળમાં અભ્યાસ કરાવી સુ ઉધમમાં માહિતગાર કરવી એ બાબત રાખે તો આગળ જતાં તે પુત્રીનો મનખો સુધરે, અને સાસરીમાં તેના સુખેથી દિવસ જાય.

રસોઇ કરવાનું કામ નિશાળમાં પાક શાસ્ત્રની ચોપડી ઉપરથી શિખવવામાં આવે છે. તે પુત્રી ભણેલી હોય છે માટે તેનો લાયક ઉમર થયે બરોબર ઉપયોગ કરે છે અને જે અભણ સ્ત્રીઓ રસોઇ બનાવે છે તેથી ઘણે દરજે ઘણી સ્વાદ બનાવે છે.

પાણી વિગરે ભરવું એ કાંઇ ધંધામાં નથી. એ કામ વગર શિખે પણ આવડે છે. માટે પુત્રીઓને નિશાળમાં મૂકી ભણાવે અને પછી સાસરે જતાં પહેલાં અને બાર વર્ષ પછી ઘર કામમાં તે પુત્રીને માહિતગાર કરે તો તે જે કામ બતાવે તે કામમાં ઝટ વાકેફ થઇ જાય. અભણ પુત્રી કરતાં તેની અકલ વધારે હોય છે તેથી તેને જેજે કામ કરતાં શિખવે તે વગર પ્રયાસે જલદી જલદી શિખી જાય માટે પુત્રીઓને ભણાવવી એ વધારે સારૂ છે.

ઘણું કરીને રાજા અને રંક તમામના ઘરમાં સ્ત્રીજ રસોઇ કરનાર હોય છે તે જેમ રસોઇ બનાવવામાં હોંશીઆર તેમ તે બખડદાર ગણાય છે. અને જેને રસોઇનું કામ ધાતતું નથી તેની નિંદા થાય છે. માટે સ્ત્રીઓએ પાક શાસ્ત્ર ભણીને રસોઇ કરતાં શિખવી જોઇએ.

૩ સ્ત્રીઓએ પોતાનાં બાળકો ઉછેરીને મોટાં કરવાં એ પણ સારી રૂઢી છે. સબબ બાળકને ખાવા પીવા વિગરે સુખ આપવાનું તેઓનો માતાના હાથમાં છે. પણ તેઓ પોતે કેળવણી લેઇને ઉછેરે તો વધારે સારૂ કારણ કે એથી છોકરાં સારાં નિવડે છે. જેમ કોઇ માળી પોતે હોશીઆર હોય તો તે વાડીના વૃક્ષોને સારી રીતે ઉછેરે. પણ પોતે અજ્ઞાની હોય તો તે બીગાડી નાંખે તેમ સ્ત્રી કેળવણી પામી હોશીઆર થયેલી હોય તો છોકરાંને સારી રીતે ઉછેરી શકે.

પુત્રીઓને નાનપણથી તેમની મા કાંતવા વિગરેનું કામ શિખવે છે આ રૂઢી પ્રથમના રીવાજ પ્રમાણે સારી છે સબબ અગાઉ એકે કંન્યાશાળા નહોતા તેમ એવી કોઇ જગો નહોતી કે જ્યાંથી બીજી તરેહનું વધારે પેદા કરી શકે એવું કામ શિખે. પણ હાલમાં ઘણી જગોએ કંન્યાશાળાઓ થઇ છે. માટે હવે એ ચાલતી રૂઢી દૂર કરી હાલમાં આ રૂઢી શિખવવી જોઇએ. અને રસોઇ વિગરેનું કામ બાર વર્ષ ઉપરાંતસાસરે વળાવ્યાની અગાઉ શિખવાડવું જોઇએ, એ સબબ બાર વરસની અંદર પુત્રી સારો ઉદ્યમ કરવાનુ શિખી લેશે, ભણશે અને રસોઇ સંબંધી વિદ્યા શિખશે. પછી સાસરે જઇ મૂર્ખ સ્ત્રીઓનો વખત જેમ આળસ ઉંઘ વિગેરેમાં જાયછે તેમ તેનો જશે નહીં. અને તેનો જન્મારો આનંદમાં જશે.

આ સિવાયની ઘણી ખરી તમામ રૂઢીઓ અપ્રીત છે. જેમકે દરેક સ્ત્રીએ રડતાં કુટતાં શિખવું. આ કામ શિખવાને માટે નાનપણ માં છોકરીઓની નિશાળ કેટલાંક વૃતો છે જેવાંકે ગોરો, મધગોરો વિગરે. આ વૃત શાને માટે છે તે સ્ત્રીઓ જાણતી નથી. તેઓ વૃતોને અનર્થ કરી નાખી હાલમાં આવી રીતે રડવાનું, કુટવાનું અને ભુંડુ બોલવાનું શિખે છે.

દરેક નાતની આ દેશની સ્ત્રીઓમાં વિવાહના આનંદી દિવસોમાં ફટાણા ગાવાનો ચાલ છે. આ ચાલથી ઘણી પુત્રીઓ નાનપણથી કુચાલ શિખે છે અને મનમાં આવે તેમ બોલવા ચાલવાનું શિખે છે. આ રૂઢીથી થતા ગેરફાયદા બાબત આગળ લખેલું છે તેથી સમજાશે

કે આ ચાલ ઘણીજ હાનીકારક છે.

ઘણું કરીને તમામ બૈરાંએ પડદામાં રહેવું. કદી બહાર ફરવા નિકળવું તો પુરૂષોની લાજ કાઢવી. મતલબ કે પર પુરૂષને પોતાનું મોઢું ન બતાવવું. કેમકે સ્ત્રી જાતિમાં પરમાત્માએ સ્વભાવિક મનહર રૂપ મુકેલું છે તે રૂપ પુરૂષોના જોવામાં આવ્યાથી પુરૂષો મોહીત થઇ કેટલાક ઉન્માર્ગ કામી પુરૂષો એઓની કેડે લાગી તેઓનું શીળવૃત ભાંડાવવાને પ્રયત્ન કરે છે. એમ માની કેટલાક ધારશે કે એ ચાલ સારો છે. પણ આ ચાલ પડવાનું શું કારણ તે તેઓ સમજતા નથી.

તે ચાલ નીકળવાનું કારણ મુસલમાન લોકો આ દેશમાં આવ્યા પછી એ લોકો રૂપવાન હિંદુ સ્ત્રીઓ નજરે પડતી તો તે પર બળાત્કાર કરતા હતા અને તેઓનો પોતાનો પરીબળ હોવાથી તેઓની કોઇ દાદ ફરીયાદ સાંભળતું નહીં; તે પરથી આ ચાલ નિકળ્યો કે કોઇને મોઢું ન બતાવવું. આ ચાલ હજુ સુધી ચાલતો રહેલો છે. સબબ હજુ પરદેશી રાજ છે અને દેશી રાજા નબળા અને અભણ નિકળ્યા એટલે તેઓ પણ પોતાની રૈયત પોતાનાં બાળ બચ્ચા જેવી છતાં કુદ્રષ્ટિએ જોવા લાગ્યા તેથી એ ચાલ ચાલતો રહ્યો પણ હાલમાં જે પરદેશી રાજાછે તે નેકી છે અને તેના કામદારો તેવા દુષ્ટ નથી તેથી એ ચાલ દૂર થવો જોઇએ. આ ચાલ ચાલતો રહ્યાથી સ્ત્રીઓની અવલોકન શકિતને નુકશાન થાય છે અને પોતાની પાસે આવી ન મળે એવી વસ્તુઓથી અજાણ રહે છે. માટે એ ચાલ દુર કરવો એ વધારે સારૂ છે. આ વખતમાં સ્ત્રીઓ કેળવણી પામવા લાગીછે અને પોતાનું શીળવૃત જાળવવા બાબત સમજે છે માટે એ બાબતની હરકત નથી. તેમ જો કોઇ કોઇ સ્ત્રીનું શીળવૃત બળાત્કારે ભાગે તો તેને ભારે શિક્ષા થાય એવો સરકારનો કાયદો છે અને એ પ્રમાણે ઘણાઓને શિક્ષા થાય છે માટે એ રૂઢી દૂર થવી જોઇએ.

પરમાત્માએ સ્ત્રી જાતિને ઘણું નાજુક શરીર બક્ષેલું છે. તેમ આ દેશની સ્ત્રીઓ રૂપ વધારવા માટે નાતપણમાં પોતાની પુત્રીઓનાં નાક કાન વિંધાવે છે. અને છુંદડાં છુદાવે છે. આ ખોટી શોભાથી

પુત્રીઓને ભારે દૂખ થાય છે એટલુંજ નહીં પણ ધનૂર વિગરે કેટલાક રોગો ઉત્પંન થઇ ઘણી પુત્રીઓ મરણ પામે છે.

વળી ઘરેણું વિગરે ઘાલીને એટલે હાથમાં પાંચશેરના ચૂડા પગમાં પાંચશેરનાં કલ્લાં ને સાંકળાં વિગરે ઘાલી શોભા માને છે. આથી ઘણી સ્ત્રીઓના હાથ ચૂડા વગર અથવા હલકી ચૂડીઓથી જેવા ફૂરતાઇમાં રહે છે તેવા રહી શકતા નથી, પગ બરોબર ઉપડતા નથી, અને બેડીઓની માફક દુખ પામે છે તેમ છતાં તેઓ હોંસે હોંસે ફરેછે.

ગમે તેટલું રૂપ વધારવાને માણસો પ્રયત્ન કરે, પણ પરમાત્માએ જો તેમાં સ્વભાવિક રૂપ ન મુક્યું હોય તો તે કશા કામનું નથી. તેપરથી એમ સમજાય છે કે પરમાત્માએ જે રૂપ મૂક્યું છે તે ખરૂં છે માટે તે રૂપમાં કંઇ આઘું પાછું કરવું નહીં. જો તે પ્રમાણે પરમાત્માથી વધારે ડાહ્યા થઇ તેમાં કાંઇ ફારફેર કરવાનું ધારે તો તે દુખ પામે એમાં કાંઇ સંશય નથી.

જૂઠું ગાવું, એઠું ખાવું અને નગ્નં નહાવું; આ ચાલ આ દેશની સ્ત્રીઓમાં એક ચાલતી રૂઢીમાંજ પેઠેલો છે. તેથી એ બોલો કહેવત રૂપે સ્ત્રીઓની નિંદા થતી હોય ત્યાં વાપરવામાં આવે છે. ખરૂં જોતાં આ ચાલ આ દેશની સ્ત્રીઓમાં છે એ ઘણો એબ લગાડનાર તથા નાનમ આપનાર છે. એ કહેવત દુર કરવી સ્ત્રીઓનાજ હાથમાં છે અને તે ઝટ સુધરે એમ છે. માટે તમામ સ્ત્રીઓએ આ ગવાતી કહેવતનો ચાલ દુર કરવાની કોશીશ કરવી જોઇએ.

દેશી સ્ત્રીઓ ભારે ભારે પોષાક પેહેરી અને કિંમતી ઘરેણાં ઘાલી બહાર નીકળે છે પણ તેઓ ઘણું કરીને ખાસડાં પેહેરતી નથી. જ્યારે ઘણીજ જરૂર પડે છે ત્યારેજ પેહેરે છે, બાકી પેહેરતી નથી. આ પણ એક રૂઢી પડેલી છે. આ ચાલથી કેટલું નુકશાન થાય છે એ સૌ સમજે છે તેમ છતાં ભારે લાજ લાગતી હોય કે આબરૂ જતી હોય તેમ સમજી પેહેરતી નથી. વળી ઘણી સ્ત્રીઓ શિયાળાની રૂતુમાં ટાઢે કરી ધ્રુજે છે અને કામ પડતુ મૂકીને તાપવા મંડે છે, શરીર ઉપર ભારે કિંમતનાં ઘરેણાં ઘાલેલાં હોય છે પણ એક ગરમ

રૂપીઆની આંગરખી પેહેરતી નથી. આવા આવા અવગુણ અને દુખ વેઠે છે પણ પડી ગએલી નઠારી રૂઢીઓ દૂર કરવી નથી એ સ્ત્રી જાતિને લાજમ આપનાર નથી.

આ દેશની ઉંચ વરણમાં કોઇનો પુરૂષ નાનપણમાં ગુજરી ગયો હોય અને તે સ્ત્રી સાસરે ગઇ ન હોય અને તે સ્વપ્નામાં અને હારની પેઠે પરણેલી હોય એટલે પરણવું તે શું તેતો તેને ગમ ન હોય તેમ છતાં તે સ્ત્રી બીજો પતિ કરી શકતી નથી. આ એક મિથ્યા ચાલતી આવેલી રૂઢી છે. એ રૂઢી ધર્મશાસ્ત્ર પ્રમાણે છે એવું એ લોકો માને છે. પણ પુત્રીનો પૈસો લેવો, લેમડાં એખડાં કરવાં વિગરે દુષ્ટ ચાલ જેથી ભારે હાની છે અને દેશની પડતી લાવનાર તથા શાસ્ત્રથી વિરૂદ્ધ છે તે રૂઢીની નિંદા ન થતાં ધમધોકાર ચાલે છે એ આ જુક્ત રૂઢી દૂર કરવાનું મનપર ન લેતાં પુનરલગ્ન કરવાથી પુત્રીઓ અઘોરકર્મ કરીને પાપ બાંધે છે તથા તેઓનાં માબાપને તે પાપના પુંજમાં હોમે છે એવો ચાલ ચલવતાં ઘણા વાંધા પાડે છે.

તેઓ એમ સમજે છે કે આ ચાલ ચાલે તો આપણું ઉંચપણું નાશ પામે અને પોતાના બાપદાદાના નામને બટો લાગે. પણ પુત્રીઓ ઉન્માર્ગે વહી ખરાબ કમ કરે છે તથા લોકોમાં પેઢીઓની પેઢીઓ વગોવાય છે અને નર્કમાં પડે છે તે કાંઇ લક્ષમાં લેતા નથી.

તેઓ એટલું તો સમજે છે કે જુવાનીમાં સ્ત્રી પુરૂષને ઇચ્છે છે અને પુરૂષ સ્ત્રીને ઇચ્છે છે. કદી એ પ્રમાણે ન થાય તો તેઓનો જીવાત્મા કેટલો બધો દુખાય છે તેમ તે પુત્રીને એવા સુખની ઇચ્છા નહીં થતી હોય અને તેનો જીવાત્મા નહીં દુખાતો હોય? જ્યારે પોતાને એ પ્રમાણે પરસ્પર સંયોગ ન બને તો નીતિનો ભંગ કરવાની ઉમેદ થાય છે અને વખત મળે નીતિનો ભંગ કરે છે તો પછી તે પુત્રી કયમ નહીં કરે? મોટા મોટા રૂષિ અને શકિતઓનો બંધ નથી રહ્યો તો પછી તે શી ગણતરીમાં? કદી એમ ધારશો કે તેને પરમાત્માએ એમ કર્યું તો તેવું વિચારવામાં ભૂલ છે. પરમાત્માનો એવો નિયમ છે કે ફુલ વગર ફળ ન થાય. તેમ સ્ત્રી જાતિને ઋતુ પ્રાપ્ત થાય

છે તે કુધ છે, ને તેની મરજી વિધવાએ બીજો પતિ ન કરવો એમ હોત તો રંડ્યુ પ્રાપ્ત થતું બંધ થાત. માટે એમાં પરમાત્માનો દોષ નથી. એતો ફકત ઉંચ હિંદુઓની રૂઢીનો દોષ છે. એ રૂઢી દુર થાય તો બીજાઓમાં જેમ ઘર સંસાર ચાલે છે તેમ ચાલે. માટે દરેક સ્ત્રી એ પોતાની હાલત વિચારીને સામાની પણ તેવી હાલત વિચારવી જોઇએ. જેવું પોતાને સુખ વહાલું છે તેવું સામાને વહાલું હોય અને તેમ તેને ન મળે અને તે મળવાને વચ્ચે અંતરાય થાય તો તે ખરા અંતઃકરણથી શ્રાપ દે એમાં કાંઇ શક નથી માટે તે નાતિમાં રહે અને તમામને આશીશ દે તે સારૂ તમામ સ્ત્રીઓએ પુનઃલગ્ન કરવાનો ધારો પાડવામાં મદત કરવી જોઇએ. આ રૂઢી પાડતાં પ્રથમ કદા અજુકતુ લાગશે પણ પાછળથી જેમ તખડાં, પુત્રીઓના રૂપીઆ લેવા વ૦ એવા નઠારા ધારા ચાલે છે તેમ આ પણ ધારો ચાલશે. જેવા પુત્રીઓના રૂપીઆ લેવા વ૦ દુષ્ટ ધારા છે તેવો આ પુનઃલગ્ન કરવાનો દુષ્ટ ધારો નથી. એથી ઘણા ફાયદા છે તે જેને વિતે તે જાણે છે અને જેના ઘરમાં વિધવા પુત્રી છે તે જાતે જાણે છે માટે આ વિષયને વધારે લંબાણ ન કરતાં ટુંકમાં એટલુંજ વિનવાનું કે તમામ સ્ત્રીઓએ એક મતે થઇને આ ચાલ ચલાવવામાં મદત કરવી જોઇએ. આમાં તમામને ફાયદો છે અને તે કોઇ સમે ઉપયોગનો છે.

હિંદુ પુરૂષોએ પોતાની ભૂલથી તમામ સ્ત્રી જાતને તુચ્છ ગણી છે તેનું કારણ હિંદુઓના તમામ ધારા બાંધનારા ઘણું કરીને રૂષિઓ હતા. એ રૂષિઓ ઘણું કરીને સંસાર રહીત અને સ્ત્રીઓના ગુણોથી અણવાકેફ હતા. તેઓ ફકત એટલુંજ જાણતા કે ફકત સંતાન ઉપજાવવા માટે પરમાત્માએ સ્ત્રી જાત પેદા કરી છે. બાકી તે કંઇ કામની નથી. ખરૂં જોતાં એઓનો મત અદ્વૈત હતો તેથી એઓને એ જાતની જરૂર નહોતી માટે "સ્ત્રી નરકની ખાણ છે;" "ઢોલ, ગમાર, પશુ ઓર નારી; ચારૂ તાડનકે અધીકારી." વિગરે સ્ત્રીને ધિક્કારનાં વિશેષણો લગાડેલા છે. પણ આ ધારા કરનારા સંસારી હોત તો તેઓ કદાએ આવાં વિશેષણો લગાડત નહીં. કારણ કે પરમાત્માએ

શા ઉપયોગને માટે સ્ત્રીજાત ઉપજાવેલી છે અને એથી કેટલાક બધા ફાયદાકે તેની એમને માહિતગારી છે માટે એવા વિશેષણ લગાડત નહીં અને તેને પશુ તુલ્યે ગણી છે તે ગણત નહી.

આ વિશેષણને અનુસરીને કેટલાક મૂર્ખ અભણ પુરૂષો તે પ્રમાણે વર્તેછે અને સ્ત્રીઓને દુખ દે છે અને તમનો તુચ્છકાર કરે છે. પણ પોતામાં શા ગુણ છે તે વિષે વિચારતા નથી. પ્રથમ પોતાની ભૂલ જાણે તો પછી સામાની પરીક્ષા કરી શકે પણ મૂળ પોતાની કિમત ન કરી શકે તો પછી સામાની શી રીતે કરી શકે?

ખરૂં જોતાં આ ભૂલ પુરૂષોની છે તેમ સ્ત્રીઓની પણછે. સ્ત્રીઓ જો પોતાની નિંદાયુકત રૂઢીઓ સુધારે તો તેમને પુરૂષો પોતાની મેળેજ સારાં વિશેષણો આપે. કારણ કે તેમનાથી જે છોકરાં થશે તે સારી રૂઢીએ કરી સારાં નિવડશે. એટલે પુત્ર પુત્રીઓ સારાં હશે તો તે એક બીજાને તેવાં જાણશે ત્યારે કોઇ બરાને ખોટું કહેશે નહીં. માટે સ્ત્રીઓએ જેમ બને તેમ કેળવણી લેઇ નઠારી રૂઢીઓને દુર કરી સારા રૂઢીઓ સંગ્રહ કરવી જોઇએ.

## સ્ત્રીયોની સાચી નીતિ.

દરેક સ્ત્રીએ પોતાના સ્વામી, સાસુ, સસરો ઇ. ની સલાહ લેઇને કંઇ પણ કામ કરવું તથા તેઓનાં મન દુખાય એવું કામ કરવુ નહીં, પોતાના પતિના દુખમાં ભાગ લેઇ તેને ધીરજ આપવી, પોતાનાં માબાપની તથા સાસુ સસરાની શુભ આજ્ઞાઓ પાળવી પણ તેમનાથી વિરકત રહેવું નહીં, તેઓના નામને બટો ન લાગે તેને માટે ઘણું ચિંતવન રાખવું, પોતાના ઘરની સંભાળ રાખવી, પોતાનાં ભાઇ ભાંડુ તથા દીએર, જેઠ ઇ.ની સાથે હળી મળીને ચાલવું, દુનીઆંમાં જે સ્ત્રીઓ વગોવાય છે અને જે સ્ત્રીઓ તરફથી ખોટો ઉપદેશ મળે તે સ્ત્રીઓનો સંગ ન કરવો, પરપુરૂષ સાથે જરૂરના કામ સિવાય વધારે વાતચિત ન કરવી, વધારે ન બોલવું, પોતાનું કામ પડતું મૂકી નકામી કુથલી કરવા પરાયે ઘેર જઇ બેસી રહેવું નહીં તથા કુસંગે ફરવા દેવાં નહીં, અદબની હદ તોડવી નહીં, મોંઢેથી બિભત્સ અને

જૂઠાં વેણ વદવાં નહીં, દયા રાખવી, ઘરમાં કજીઓ કંકાસ કરવો કે કરવા દેવો નહીં, પોતાનાં વહુવારૂ સાથે હળીમળીને ચાલવું અને તેમને સદ ઉપદેશ કરતાં રહેવું, જેટલાં વેણ વદવાં તે વિચારીને વદવાં અને પોતાથી બને તેટલું તથા પોતાની હાલત પ્રમાણે કામ કરવું, ઘરમાં દાસ દાસીઓ હોય તો તેઓના હસ્તુ ધીરે ધીરે અને તેઓના મનને ત્રાસ ન ઉપજે તે પ્રમાણે કામ લેવું, પરમાત્માની ભકિત કરી પોતાના જન્મનું સાર્થક સાધવું, બદ દાનત અને નઠારા સ્વાદ ન રાખવા, હમેશાં પ્રસન રહેવું, પરપુરૂષ સાથે અને ઘરનાં માણસો સાથે ઝાઝુ હસવું કે મશ્કરીઓ કરવી નહીં, કોઇપર દ્વેષ ન રાખવો, અને તમામનું ભલું ઇચ્છવું, અતિશે આળસ, અને ઉંઘે કરીને દરિદ્રતા આવે છે માટે તેને વધારે પ્રિય ન કરવી, જ્યાં જવું ઘટે ત્યાં જવું, મન તનથી ચોખાં રહેવું અને પોતાનાં માણસોને રાખવા માટે પેરવી રાખવી, પરમાર્થ તથા જ્યાં પુન્યદાન કરવું ઘટે ત્યાં કરવું તથા પોતાના પતિનો પ્રેમ રહે અને પતિત ઉઠી ન જાય તે પ્રમાણે કરવું અને ચાલવું એ સ્ત્રી જાતિની સાચી નીતિ છે.

### પોત પોતાની હાલત પ્રમાણે ઘરનાં કામ બાબત.

હિંદુઓમાં અરાઢ વરણ ગણેલી છે તેમાં કુંભારની સ્ત્રીઓ માટી વિગરેનું કામ કરવામાં પોતાના ધણીને મદત કરે છે, માળી લોકોની સ્ત્રીઓ ફુલ સંબંધી હાર ગુંથવા વિગરેનું કામ કરે છે; વાણંદની સ્ત્રીઓ ઘેર બેઠાં રેંટીઆ કાંતે છે કે પોતાના ઘરાકને ત્યાં સ્ત્રીઓ સંબંધી કંઇ કાંમ કરવાનું હોય કે દાઇઅણનું કામ કરે છે; કોળીની સ્ત્રીઓ ચારપુંજો લાવે છે, છાણ વાસીદું કરે છે અને બીજી મજુરી કરવા જાય છે; ઢેડની સ્ત્રી વણાટના કામમાં કે વાણા તાણાના કામમાં મદત કરે; બારવસાની સ્ત્રીઓ ટોપલા ગુંથે છે; મોચીની સ્ત્રીઓ ચારણીઓ વિગરે કામ કરે છે. આ પ્રમાણે બાકીની વરણોની સ્ત્રીઓ પોતપોતાનો અગાઉથી ચાલતો આવેલો ધંધો કરે છે પણ તેઓ તે ધંધો છોડીને બીજા ધંધામાં નફો મળતો હોય તો પણ તે ધંધો કરતી નથી. જેમ જેમ ઉચ વરણની સ્ત્રીઓ કહેવાય છે તેમ તેમ

તેઓમાં વધારે મજુરીનો અને ઓછી કમાઇનો ધંધો છે જેમકે દ- ળવાનું, ખાંડવાનું અને એ સિવાય ગામડામાં છાણાં વિણવાનું વિ- ગરે તેમાંથી તેઓ સાંજસોરો પૈસો બે પૈસા કે આનો કુટી કાઢે છે. ઉંચ વરણની સ્ત્રીઓમાં ઘરમાં ખાવા પીવાનું હોતુ નથી તોપણ તે- ઓ બહાર જઇ બીજો ધંધો કરતી નથી. આ ચાલ પુરૂષોમાં પણ છે તેઓ બાપદાદાના ધંધા છોડીને બીજા ધંધામાં ફાયદો મળતો હોય તો પણ કરતા નથી. તેમ સ્ત્રીઓ ઘેર બેઠાં ખાંડવા દળવાની સખત મજુરી કરે પણ બહાર જઇને સખત મજુરી ન હોય અને તેમાં પૈ- સાનો લાભ હોય તોપણ કરતી નથી આ ચાલ ઘણો નઠારો છે. પોત પોતાના ધંધાએ વળગી રહ્યાથી નવા ધંધા ખોળી કાઢવા કે તેમાં ફેર ફાર કરવા બનતા નથી. માટે હાલમાં પુરૂષોએ ધીરે ધીરે ચાલતા આ- વેલા ધંધા છોડી દીધા છે એટલે પાટીદાર, વાણીઆ વિગરે નિશા- ળનાં કામ કરે છે. તેમ બીજા પણ ધંધા કરવા વળગી પડ્યા છે તેમ સ્ત્રી જાતિએ પણ પોત પોતાની હાલત પ્રમાણે જે બાપદાદાના વારા થી ચાલતા આવેલા ધંધા છે તે છોડી દેવા અને જેમાંથી પૈસો પેદા થઇ શકે એવા ધંધા ઝાલવા.

કદી વાણીઆ બ્રાહ્મણની સ્ત્રીઓ કુંભારની સ્ત્રીઓ જે ધંધો કરે છે તે ધંધામાં પૈસો મળતો હોય તો પણ તે ધંધો ન કરે તો તે ઓને માટે હાલમાં ઘણા ઉંચા ધંધા છે. જેમકે ભરવા શિવવા, ચિત્ર કાઢવા. ભણી ગણી ડાકટરી કામ કરવાનો અને મેહેતાજી થઇ પુત્રીઓને ભણાવવા વગેરેના ધંધા છે તે શિખવા જોઇએ. આ વાત ઉપર હલકી વરણની સ્ત્રીઓ લક્ષ આપશે તો તે તરી જશે અને ઉંચ વરણની એમની એમ રહેશે, માટે ઉંચ વરણની સ્ત્રીઓએ આ બા- બત લક્ષ આપવું જોઇએ. અને કાંતવા વગેરેના નજીવા ધંધા દુર કરીને ઉપર કહેલા ઉંચા ધંધા ઝાલવા જોઇએ. આ ઇંગ્રેજ સરકારના રાજમાં જે ધંધો શિખશે તેને તે ધંધો આપશે. જેમ પુરૂષોમાં હ- લકી કોમના ઉંચા દરજા ઉપર ચડેલા છે તેમ થશે ત્યારે ઉંચ વરણની સ્ત્રીઓને નીચું જોવાનું છે માટે તેઓએ જલદી સમજવું જોઇએ.

ઘણી ઉંચા કુળની ઉંચ વરણની સ્ત્રીઓ પોતાની હાલત નબળી હોય તોપણ કંઇ કામ કરતી નથી. અને વાતો કરવામાં કે એવી નજીવી ફાયદા હીણ બાબતોમાં દહાડો કાઢે છે. અને ઘેર ધણી કંઇ કમાઇ ન લાવ્યો તો અન વગર કાટકા ખેંચવા પડે છે, એટલે ભૂખ્યાં સુકયાં સુઇ જવું પડે છે. આ ચાલ પણ આ દેશમાં એક નઠારો છે, એમ બેસી રહેવું અને ભૂખે મરવું તેના કરતાં કંઇ પણ કામ કરીને પેદા કરવું એમાં કંઇ આબરૂ જવાની નથી. પણ ઉલટો ફાયદો છે કે કદી ધણી કમાઇને ન આવ્યો તો પોતે પેદા કરેલુ તે વડે પણ જરા ગુજરાન ચાલે; તેમ જેઓના ઘરમાં ભરપૂર પૈસો ભરેલો છે તેવાઓની સ્ત્રીઓનો વખત પણ ફોગટ જાય છે તેઓએ પણ પોતે કંઇ વાંચવા લખવાનું અને બીજા પોતાને ઉપયોગી ધંધા શિખવા જોઇએ એથી તેઓનો વખત આનંદમાં જશે. અને શિખેલું કામ કોઇ વખત કામ લાગશે.

તમામ સ્ત્રીઓનાં ઘરનાં કામ એક સરખાં છે તે એવાં કે પોતાને જોઇતું દળવું, ખાંડવું, ખાવું, ખવરાવવું અને પાણી ભરવું, વાસીદું વાળવું વગેરે; તેમાં શ્રીમંત લોકોને ઘેર ચાકર નફર હોય છે તેઓ તે કામ ઉપાડી લે છે અને ગરીબને ઘેર તેમ હોતું નથી તેથી તેઓ જાતેજ કરે છે.

શ્રીમંતની સ્ત્રીઓને ઉપરનાં કામો બીજા કરનારા હોય છે ત્યારે તે બેઠી બેઠી ફોગટ વખત ગાળે છે અને જ્યારે બીજાં કામ કરનાર તે કામ પરવારી રહે છે ત્યારે પોતે અને તે મળીને નકામી હલકી હલકી વાતો કરીને વખત ગાળે છે. પણ એથી પોતાનાં છોકરાં ખરાબ થાય છે તથા પોતામાં પણ એવા અવગુણ આવે છે. સબબ જેવી સોબત તેવી અસર તે પ્રમાણે તેઓમાં ગુણ પ્રવેશ થાય છે અને આગળ જતાં વખતે બગડે છે. આવું ઘણી જગોએ મોટા લોકોમાં થતું સાંભળેલું છે તે ફકત તેઓને કંઇ પણ કામ ન કરતાં શિખવાથી અને નકામાં બેસી રહેવાથી થાય છે.

ગરીબ લોકોની સ્ત્રીઓ તેમ બેસી રહેતી નથી તેઓ જે તે

ઉદ્યમ કરે છે પણ તેઓમાં નીતિ નથી તેથી તેમનામાં પણ ખામી લાગે છે માટે પોત પોતાના ગજા માફક કામ કરતાં રહેવું પણ પુરૂષોએ તેઓને નીતિ મળે તેને માટે ઘણું ચિંતવન રાખવું જોઇએ.

જેવી પોતાની હાલત તે પ્રમાણે ઘરનાં કામકાજ કરવાં જોઇએ કદી આગળ પોતાની હાલત ઉંચી હતી પણ પાછળથી પડતી દશા આવી મળી તો તે વખતે તે હાલતને અનુસરીને ઘરનું કામ લેવું અને જ્યારે ગરીબ અવસ્થા હતી પણ પરમાત્માએ ઉંચી હાલત આપી તો તે વખતે તે હાલતને અનુસરીને ચાલવું અને આગળ પોતે પૈસો મેળવવાને માટે જે સખત શ્રમ લેતી તે દુર કરવો પણ તે ચાલતી હાલતને અનુસરીને કામ કરવું. લોકોમાં નિંદા થાય અને લોકો આપણે માટે હલકો વિચાર બાંધે અને લોભી વિગરે વિશેષણ લગાડે તેમ ન કરવું. જેવો સમો તે પ્રમાણે ચાલવું. એ માટે કહ્યું છે કે.

દુહો—સજન સમા બીચારીએ, અપને કૂળકી રીત
બરાબરીસેં કીજીએ, વિવા બેર ઓર પ્રીત.

અર્થ—હે સજ્જન પોતાના કૂળની ગમે તેવી રીત હોય તોપણ સમો વિચારીને કામ લેવું મતલબ કે પોતાના કૂળની એવી રીત હોય કે કન્યા પરણાવવી તે ભારે પૈસો ખરચીને પરણાવવી. હવે પોતાની પાસે પૈસો નથી અને ઉડતું માથે દેવું છે. ઘરમાં કન્યા મોટી ઉમરની થઇ જાય છે. ત્યારે શું કરવું? કોઇ ગામમાં પૈસો ધીરતું પણ નથી ત્યારે તે સમાને અનુસરીને તે કન્યાને સારૂ ઘર જોઇને પોતાના બરાબરીઆ સાથે મફત કન્યા આપવી. તેમ આગળ પોતામાં વધારે જુમ હતી ત્યારે મોટા મલ્લને હઠાવતો પણ તે વખત ગયા પછી તેવા બળવાન મલ્લની સાથે બાઝવા જાય તો ખત્તા ખાય તે માટે કહ્યું છે કે સમો વિચારીને બરાબરીઆની સાથે વિવાહ, વેર અને પ્રીત બાંધવી. આપણો વખત સારો હતો ત્યારે મોટા મોટા અમીરોં સાથે પ્રીત બાંધી હતી અને તેમની બરાબરી કરી હતી પણ પાછળથી આપણી પડતી આવી ત્યારે તેવાની સાથે પ્રીત બાંધવાથી તેઓની મેહેરબાની રાખવાને તેમની ખુશામદ કરી કરીને વાજ આવવું પડે

તેમાં એક ઘરનું કામ ચૂકીએ અને વખતે ઘરનાં નાણું ખોઈ બે-
સીએ એવા બે અવગુણ થાય. માટે સમાને અનુસરીને જે કાંઈ ક-
રવું હોય તે કરવું. તે પ્રમાણે ન કરે તો ખત્તા ખાય અને પાછળથી
પસ્તાવો થાય.

ફટાણાં ગીતો, ભુંડી વાતો, કુટવા વગરેના માઠા
ચાલથી દૂર રહેવા બાબત.

વિવાહ વાજંન વિગરેમાં પોતાના બાપ, દાદા, ભાઈ, કાકા, મામા વિગરે સંબંધના જેઓની પૂર્ણ અદબ રાખવાની છે એવા પુરૂષોના સાંભળતાં બંને વેવાઈ તરફનાં બૈરાંઓ મોંઢામાંથી બિભત્સ વેણો એક ઉટંગ રાગમાં ગાય છે. તેને ફટાણાં કહે છે. આવાં નઠારાં વાકયોથી તેઓ રાજી થાય છે અને તેમનાં માબાપ વિગરે પણ રાજી થતાં હોય એમ જણાય છે આ ગાનાર સ્ત્રીઓમાં છેક નાની બાળકીથી તે સો વરસની ડોસી સુધી હોય છે. ડોસી રહી રહી તમાસો જુએ છે અને જુવાન સ્ત્રીઓએ એ કામમાં ભલી મરદામી ઉઠાવી એવું જોઇને ખુશી થાય છે. કદી જુવાન સ્ત્રીને તે ગાતાં કાંઈ ગુંચ વણ પડે તો તેની પોતે ખોટ પૂરાવે છે. તે વખત ઘરડી સ્ત્રીઓ મેહતાજી તરીકે હોય છે. તેમના ઉપદેશે ઘણું કરીને તમામ ગીત ફટાણાં ગવાય છે.

આ માઠા ચાલથી શો અનર્થ થાય છે તે એમનાં માબાપના મૂર્ખપણાએ કરી સમજતા નથી. જો તેઓને એ વાતની સમજણ હોય તો તે કદીએ એવું એકે વાકય મોંઢામાંથી બોલે નહીં "જેવું દખે તેવું શિખે" એટલે જન્મ થયો ત્યાંથીજ પુત્રીઓના કાનમાં એજ શબ્દો તેઓની માતાના મોંઢામાંથી નીકળતા સાંભળવામાં આવે છે. અને એમને અહોનીશ માના તાબામાં રહેવાનું છે; તેથી જેવા બોલ મા બોલે તેવા બોલ પુત્રીઓની ઉમર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ કાનમાં દાખલ થતા જાય છે, તેથી નાની ઉમરથી તે છોકરાંનાં મન એવી બાબતો તરફ વળગે છે અને તેઓ છુપી રીતે નાનપણથી નીતિનો ભંગ કરતાં શિખે છે. આગળ જતાં છેક નીતિની હદ છોડી

દેખ ઘણી સ્ત્રીઓ ઉન્માર્ગે વહી છેક નીચ અવસ્થા ભોગવે છે અને ઘણી સ્ત્રીઓએ બાળ, બચ્ચાં, તથા ઘણી ૯૦ના જીવ પણ લીધેલાછે; તે સૌ પેહેલું કારણ આ બિભત્સ વાકય નાનપણથી સાંભળવામાં આવે છે એ છે.

જયારે આવી રીતે વિવાહની અંદર ગીતો અને ફટાણાં છો- ઓક ગવાય અને તેઓને કોઇ વારે નહીં ત્યારે તેઓ ભૂંડી ભૂંડી વાતો કરે એમાં કાંઇ નવાઇ નથી.

સ્ત્રીઓને શુદ્ધ રહેવા માટે કેટલાં પર્વ કાઢેલાં છે તે પર્વ શા માટે છે અને એમાં શું કરવું એનો કોઇ અર્થ સમજતી નથી તેથી એ અર્થનો અનર્થ કરી નાંખ્યો છે એટલે એ દિવસોમાં તેઓ રડવા, કુટવા વિગરેનું કામ શિખે છે તથા ગોરો વિગરેમાં સામા સામી પુ- ત્રીઓને વરના અને કન્યાના પોષાક પેહેરાવી સામા સામી વેવીશાળ વાળાં બની ભૂંડાં ફટાણાં ગાવાનું શિખે છે. આવા તમાસા જોઇને મરદો ખુશી થાય છે. પણ કોઇ તેમને ધમકાવતું નથી. પુરૂષો ન ધ- મકાવે તો આવા કામમાં મશગુલ થઇ રહેલી સ્ત્રીઓ તે કયમ ધમ- કાવે? તેઓ તો સામી તે કામમાં સામીલ થાય છે.

ઉપર પ્રમાણેના હિંદુઓના તમાસા કોઇ સુધરેલા અને પરદેશી માણસના સાંભળવામાં અને જોવામાં આવે છે ત્યારે તેઓ મહા આ- શ્ચર્ય પામી તેની સાથે આ દેશ સુધરેલો કહેવાતો છતાં છેક જંગલી છે એવું અનુમાન બાંધે છે. જંગલી દેશનાં બૈરાંઓમાં જેમ અદબ નથી તેમ આ દેશનાં બૈરાંમાં પણ આ રૂઢી જોતાં જણાતી નથી.

અસલના ઘણા જુનાવારાની રીતો જોતાં અને હાલની આવી નઠારી રૂઢીઓ જોતાં ઘણો ફેરફાર માલમ પડે છે. અસલ હિંદુઓમાં સંપ અને બુદ્ધિનો વિસ્તાર હતો તે નાશ પામી સામાસામી ભાઇ ભાઇને ઉભા રહેવા જેટલું પણ બનતું નથી અને એક બીજાનાં મૂળી આં કાપવાને તત્પર થાય છે એ બધું ખરૂં જોતાં આજ કારણ છે. કેમકે એથી વ્યભિચાર વધ્યો અને તેથી પ્રજા વરણશંકર પતી ગઇ એટલે દેશી કુતરાંની પેઠે આ દેશનાં હલકાં માણસો થઇ ગયાં. આ

દેશને ભારે નુકશાન કરનાર કેટલાક ધારાઓમાં આ પણ એક ધારો છે માટે દેશી સ્ત્રીઓએ પોત પોતાનાં માબાપનાં કૂળ અને જાતવિચારોને આ ચાલથી ઝટ દુર રહેવું જોઇએ; અને પુરૂષોએ પણ એ ચાલ બંધ કરવામાં મદત કરવી જોઇએ. એથી તમારાં બાળકો સુધરશે અને તમને જશ અપાવશે, અને એ ધારો દુર નહીં થાય તો પુત્રીઓને એવી કેળવણી મળવાથી ઘણાઓના નામને જે બટાઓ લાગ્યાછે તે લાગશે. અને "આજ સાસુનો તો કાલે વહુનો" એ કહેવત પ્રમાણે બીજાને ત્યાં તેવું થયું તો કોઇ વખત પોતાને ત્યાં પણ થશે એમાં કાંઇ નવાઇ નથી.

સ્ત્રીઓપરથી જે આકોન ઉઠી ગયાં છે તેનું કારણ પણ આ ચાલ છે. કારણ કે તેઓ ઉન્માર્ગે વર્ત્તે છે અને ઘણાઓને નુકશાન કરે છે. માટે સ્ત્રી જાતિએ આ ભૂંડો ચાલ જેમ બને તેમ જલદી દુર કરી પોતાને લાગેલું કલંક નિવારવું જોઇએ.

**ભુંડી વાતો કરવા બાબત**–જેવાં ફટાણાં ગીતો ગાવાથી ગેરફાયદા છે તેવા આથી પણ ગેરફાયદા છે. એટલે ભૂંડી વાતો છોકરાંના સાંભળવામાં આવ્યાથી તેઓનાં કોમળ મન તે તરફ વળગી તેઓ તેવી વાતો બોલવા લાગે છે. અને તે પ્રમાણે વર્ત્તવાને કોશિશ કરે છે તેથી છોકરાઓની ને છોડીઓની નીતિનો ભંગ થાય છે.

ઘણાઓ સેજસાજ બિભત્સ વેણો કાઢે છે તે દેખીને તેમનાં બાળક શિખે છે. આ ચાલ આ દેશમાં ભારે છે તેથી એટલે એવી બિભત્સ બોલવાની ટેવથી તેઓની નીતિનો ભંગ થાય છે એટલુંજ નહીં, પણ તેઓને વખતે એક બીજા સાથે સેજસાજ બોલવા ચાલવાનું થતાં એ શબ્દો વાપરી દેવાથી ભારે લડાઇ ટંટા થાય છે તે એટલે સુધી કે તેથી તેઓ વખતે કપાઇ મરે છે. અને આખી ઉમર સુધી એક બીજાનું વેર લેવા ચુકતા નથી. આથી દેશમાં કુસંપનો વધારો થાય છે, તેથી એક બીજાના કામમાં ખલેલ પડે છે, અને શુભ કામ થતાં અટકે છે. આવો ઉપર લખેલો ચાલ સુધરેલા દેશોમાં નથી તેથી તેઓનાં બાળકો નીતિવાન નિપજે છે. જ્યાં નીતિ ત્યાં

તમામ તરેહનું સુખ ભરેલું છે. અને આબાદી પણ ત્યાંજ વાસો કરીને રહેલી છે. અને જ્યાં નીતિ નથી ત્યાં કોઇ તરેહનું સુખ નથી માટે મોંહેથી બિભત્સ અને નઠારાં વચન કાઢવાં નહીં; એ તમામ માણુસ જાતનો ધર્મ છે.

**મરી ગએલા માણસ કેડે રડવું કુટવું નહીં**–વિશેષ ગુજરાત પ્રાંતની સ્ત્રીઓમાં મરી ગએલા આદમી કેડે રડવા કુટવાનો ચાલ છે એ મહા જુલમી ચાલ છે. કેમકે રડવાથી આંખોનાં આંસુ વહી જઇ આંખનાં પડળની માંહે જે કાચ જેવો પાર દર્શક રસ છે અને જે રસવડે માણુસોને સુઝે છે તે રસને નુકશાન લાગવાથી આંખોના તેજને નુકશાન પહોંચે છે તથા માથા વિગરેનાં દરદો પેદા થાય છે. કુટવાથી ઘણી સ્ત્રીઓની છાતી ફાટી માંહેથી રૂધિર નીકળે છે અને તેથી સણકા વિગરેની વેદના થાય છે એટલુંજ નહીં પણ મરનાર કેડે છાશ પાણી વિગરે ખાધામાં આવવાથી ધનુર થાય છે તેથી કેટલીક સ્ત્રીઓ મહા દરદની મારી મરણ પામે છે. અને વખતે કોઇ સ્ત્રીઓ કાળજાના દરદે કરી ગાંડી થઇ જાય છે. મુળમાં શોક એજ પોતે શરીરને તથા શરીરના મગજને નુકશાન કરનાર છે તેમાં વળી આ ખજાત્કારનો પોતાના હાથનો હૃદય સ્થળ અને દમ લેવાના મારગ ઉપર માર પડવાથી ભારે દુખ થાય એમાં કાંઇ નવાઇ નથી.

હૃદય સ્થાનપર ઠોક લાગવાથી તે જગોને નુકશાન થાય છે તેથી શરીરમાં અનેક તરેહનો રોગ થાય છે. માણુસના જીવનો આધાર હૃદય છે કેમકે તે જગોએ ખાધેલા ખોરાકનું લોહી બને છે. તે લોહી વિકાર પામવાથી શરીરના તમામ અવયવોને નુકશાન થઇ લોહી વિકારનો હૃદરોગ, ગુલ્મ જઠરાગ્નિમંદ વિગરે રોગ, ઉપરોગ ઉત્પંન થાય છે ત્યારે તે સ્ત્રીઓને રડવાં કુટવાનું પડતું મુકી પોતાની વેદના કેડે ગુંથાવું પડે છે અને કડવાં કડવાં ઓસડોઆં ખાવાં પડે છે. તથા તે સ્ત્રીનો રોગ તેમનાથી ઉત્પંન થનાર અને થયેલાં ધાવતાં બાળકને વળગે છે ત્યારે એક પોતાની ને બીજી પોતાના બાળકની એવી બેવડી પીડા પોતાને ભોગવવી પડે છે. આવી રીતે રડવા કુટવાથી દુ-

ખી થવું પડે છે તેના કરતાં તેમ ન કરે તો ચાલે. ગુજરી ગએલું આદમી કદી પાછું આવવાનું નથી અને રડનારા આદમીને પણ એક દિવસે વેહેલું મોડું મરવાનું છે. પરમાત્માએ એવો રેંટ બાંધી મુક્યો છે કે જેટલું જન્મે એટલું મરે. આ રેંટને તોડીને કોઇ ખચેલો નથી. ત્યારે મિથ્યા દેહ જે હાડ, ચામડી, રૂધિર અને માંસની બનેલો છે તેને શા માટે રડવું જોઇએ રડયા કુટયાથી જો મરી ગએલું આદમી પાછું આવવાનું હોય અને પોતાને મરવાનું ન હોય તો ખેલાશક રડવું. પણ તેમ છે નહીં તો શા માટે રડવું જોઇએ.

જાતે ઘરડું અને સૌને અળખામણું એવું આદમી મરી જાય છે તોપણ તઓની કેડે ખાલી લાંબા લાંબા રાગડા કાઢીને રડે છે. અને ઉપર ચોટીકું કુટે છે. ઘણી સ્ત્રીઓને રડવા કુટવાનો ભાવ થાય છે ત્યારે બીજાને ત્યાં વગરમેળે અને વગર ઓળખાણે જઇ ચઢે છે, અને પોતાનાં મરી ગએલાંને રડે છે અને કુટે છે, અને ત્યાં જઇ તે સ્ત્રી પોતાના ઘરમાં પોતાની સાસુ વિગરેનાં નડાવનો બળાપો કાઢે છે.

ઘણી સ્ત્રીઓ ચકલા અથવા સરીઆમ રસ્તા ઉપર એકઠી થઇ આ પ્રમાણે પોતાના ઘરના અને પારકા પુરૂષો દેખતાં પોતાના શરીરની એબ (શરીરના કેટલાક અવયવો) દેખાડે છે. તે તમામ મરદો રહ્યા રહ્યા જુએ છે. તો પણ તેમના દીલમાં કશું લાગતું નથી. જે જગોએ આ દુષ્ટ ચાલ નથી તે લોકો આ ચાળા અને રસ્તામાં વેહેતાં વેહેતાં રાગડા કરીને રડવાનો તમાસો જોઇને તાજુબીની સાથે હસે છે; અને ગુજરાતી ઘેલા તે ઘેલા એ પ્રમાણે ધિક્કાર દે છે. તે પાસે ઉભેલા મરદો સાંભળે છે ત્યારે નીચું જુએ છે પણ કોઇ આ ચાલ દુર કરવાની હામ ધાલતો નથી એટલું બધું અજ્ઞાનપણું આ પ્રાંતમાં પડેલું છે.

ઘણાખરા મુસલમાન લોકો ઘણું કરીને આ દેશના મૂળના રહેવાશી છે અને તઓને હિંદુઓ સાથે સંબંધ રહેલો છે તેથી તેઓમાં પણ આ દુષ્ટ ચાલ રહેલો છે. પણ એમનામાં એટલો તફાવત રહેલો છે કે તઓની સ્ત્રીઓ હિંદુ સ્ત્રીઓની પેઠે પોતાનો કરમો

છોડીને બહાર નીકળતી નથી.

ઉપર પ્રમાણેનો દુષ્ટ રડવા કુટવાનો ચાલ ઘણું કરીને આખી પૃથ્વીમાં ફકત ગુજરાતમાંજ જોવામાં આવે છે, બીજી કોઇ જગોએ હશે પણ ત્યાં આવો છેક નહીં હોય. કોઇ સ્ત્રી અથવા પુરૂષ ઘરડું અથવા જુવાન મરી જાય છે ત્યારે જે બંને વેવીશાળવાળાં બરાં હોય તો તેઓ કુટતા કુટતાં વખતે લઢે છે. આ વધારા પાછળથી પુરૂષો પાસે આવે છે ત્યારે પુરૂષો પાછી તે બાબતની તપાસ કરવા વળગે છે. આ પ્રમાણે પુરૂષો અને સ્ત્રીઓ રડવા કુટવાથી કેટલું બધું નુકશાન છે અને તેમાં નીતિનો અને શાસ્ત્રનો ભંગ થાય છે તે સમજતાં નથી માટે તેઓએ સમજવું જોઇએ કે શાસ્ત્રમાં એવું કહેલું છે કે મરી ગએલા આદમીનો બાર દિવસ સુધી બીજો પીંડ બંધાતો નથી. અને તે દરમીઆન રડવા કુટવાથી જે થુંક, લાળ અને લિંટ વિગરે નીકળે છે તે તેને ખાવું પડે છે. અને કુટવાથી જે પીડા સ્ત્રીને થાય છે તે બધી તેને નજરો નજર જોવી પડે છે પછી તે દુખ તેને ખમવું પડે છે અને તેની અમુકિત થાય છે માટે ખરાં સગાંએ મરી ગયા કેડે રડવું કુટવું નહીં પણ પરમાર્થ કરવો અને પરમેશ્વરની ભકિત કરવી તેથી તેની મોક્ષ ગતિ થશે. મુસલમાન શાસ્ત્રમાં પણ એજ રીતે ફરમાવેલું છે માટે ખરાં અંતઃકરણનાં સગાં હોય તેમણે તો કોઇ દિવસ રડવું કુટવું નહીં. રડનાર કુટનાર મરનારનું ખરૂં સગુ નથી એતો એનું દુશ્મન છે. તેને માટે પરમાર્થ અને પરમેશ્વરની ભકિત કરનાર એજ ખરૂં સગુ છે. માટે આ દેશનું જે ભલું ઇચ્છનારા હોય તેમણે એ ચાલ જલદી બંધ પાડવો જોઇએ અને સ્ત્રીઓએ પણ સમજવું જોઇએ કે તે મરનારને દુખ દેનાર અને વગર દુખે દુખ કરનાર તથા આ દેશની પડતી લાવનાર આ દુષ્ટ રીવાજોમાંનો મહા દુષ્ટ રીવાજ છે અને પોતાને દુખી થવાનો છે માટે જલદી દુર કરવો જોઇએ.

## વિનાશકારી બાળલગ્ન બંધ કરવા બાબત.

ગરમ દેશોમાં ઘણું કરીને સ્ત્રીઓ સોળ વર્ષની ઉમરે ભર જુ

વાનીમાં આવે છે અને પુરૂષો ઘણું કરીને વીશ વર્ષની ઉમર પછી ભર જુવાનીમાં આવે છે એટલી ઉમર થએ તેઓમાં સંસાર સંબંધી કેટલુંક જ્ઞાન આવે છે. તે વખતની અંદર તેઓમાં જોઇએ તેવું જ્ઞાન હોતું નથી. મૂળમાં માણસ જાતમાં બુદ્ધિ મૂકેલી છે તેથી સ્વભાવિક નાની ઉમરે બુદ્ધિ હોય છે ખરી, પણ તેઓમાં વધતું વધતું ઘણું કરીને વધારે જ્ઞાનતો ઉપરની કહેલીજ ઉમરે આવે છે.

અસલથી આ દેશમાં ચાર વરણમાં બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ જાતને જનોઇનો સંસ્કાર દેવાનો ચાલ છે તે સાત વર્ષ ઉપરની ઉમરે દેવામાં આવે છે તે પછી બાર વર્ષ બ્રહ્મચર્ય પળાવી એટલે લંગોટ બંધ રખાવી વિદ્યાભ્યાસ કરાવીને ગ્રહસ્થાશ્રમમાં તે બાળક ને નાંખવો એવી શાસ્ત્રની આજ્ઞા છે. જ્યારે એ ગ્રહસ્થાશ્રમમાં પુત્ર પડે ત્યારે તેની ઉમર ઘણું કરીને વીશ, એકત્રીશ વર્ષની હોવી જોઇએ. આ ચાલ અસલ હતો પણ હાલમાં તેમ નથી. પ્રથમ જનોઇ દીધું કે તરત વિદ્યાભ્યાસ કરવા ઘર છોડી પરગામ જવું પડતું પણ હાલમાં તે પુત્રને તેનો મામો તરત તેડી લાવે છે. આથી અસલ જે વિદ્યાની વૃદ્ધિ થતી હતી તે હાલમાં બંધ પડી છે, અસલ બાર વર્ષની ઉમર પછી પુત્રીને ભણાવી ગણાવીને વિદ્વાન થએલા જુવાન પુત્રની સાથે પરણાવતા. તેમાં વળી પુત્રીઓ કેટલીક રીતની તપાસ કરીને પુરૂષ સાથે પરણતી તેમ પુરૂષો પુત્રીઓની પરીક્ષા કરીને પરણતા. આથી તેઓનાં બાળકો તેવાં અકલવાન, પુષ્ટ, બળવાન, આયુષમાન અને અપાર નિવડતાં; અને તેઓ ઘણી પસીઆણીનો જન્મારો સુખમાં જતો એવું હિંદુઓનાં શાસ્ત્રોપરથી જણાઇ આવે છે. પણ હાલમાં તે સૌ નાશ પામ્યું ને અને હિંદુઓ મહા દુષ્ટ વિનાશકારી રસ્તે જઇ ચઢયા છે. તેઓ પોતાની બાળકીઓને કેટલાક ગર્ભમાં ને ગર્ભમાંજ પરણાવે છે, કેટલાક વર્ષ બે વર્ષની ઉમરે, કેટલાક પાંચ દશ વર્ષની ઉમરે અને બહુ કરે તો કોઇ બાર વર્ષની ઉમરે પુત્રીઓને ઢોરને જેમ મરજીમાં આવે તેમ આપે છે, તેવી રીતે પરણાવે છે. છોકરાઓને પરણાવવાનો નિયમ નથી તેઓ ગર્ભમાંના, વર્ષ બે વર્ષના, પાંચ દશ

વર્ષના, પચીસ વર્ષના અને સો વર્ષના પણ પરણી શકે છે. આવી રીતે પુત્ર પુત્રીઓને પરણાવવાથી ફાયદા થાય છે કે ગેરફાયદા તે સમજવા જોઇએ.

ઉંચ હિંદુઓમાં એક એ ચાલ છે કે પુત્રી બાળપણમાં, જુવાનીમાં કે તેથી મોટી ઉમરમાં રાંડે તો તેને બીજો વર કરવાની છૂટ નથી પુરૂષોને તમામ તરેહની છૂટ છે. તેઓ રાંડીને ફરી પરણે છે. અને તેના મનમાં આવે એટલી કન્યા પરણે છે.

પુત્ર પુત્રીઓને નાની ઉમરમાં પરણાવવાથી નીચે લખેલાં દુખો તેમને આખી જીંદગી સુધી ભોગવવાં પડે છે.

૧ પુત્રને નાની ઉમરમાં ઓરી, અછબડા અને બળીઓ નીકળે છે તેથી તેઓમાં ઘણીવાર ખોડ ખાંપણ આવે છે તે પુત્રીઓને ખોડીલો પુરૂષ આખી ઉમર સુધી પાલવવો પડે છે. અને પુત્રીને તે પ્રમાણે થાય છે તો પુરૂષને તે સ્ત્રી આખી ઉમર સુધી પાલવવી પડેછે. પણ પુરૂષોને બીજી સ્ત્રી કરવાની છુટ હોવાથી તે વખત બીજી સ્ત્રી કરી લે છે. પણ પુત્રીથી તેમ થતું નથી તેથી પુરૂષ ખોડીલો નીકળે તો તેને તેવો પણ પાળવો પડે છે. આથી તે પુરૂષથી કમાવાતું નથી તેથી સ્ત્રી બીચારીને આખા જન્મારા સુધીનું તથા પોતાને બાળકો થાય તો તેમનું ભરણ પોષણ રેંટીઓ વિગરે કાંતીને તથા પીઅરમાંથી થોડું ઘણું આણીને કરવું પડે છે.

૨ નાની ઉમરમાં અનેક તરેહના રોગ હોવાથી ઘણાં બાળકો મરણ પામે છે. શ્રષ્ટી કર્તા પરમાત્માનો નિયમ છે કે ગજા ઉપરાંત શરીરને દુખ કે ઉપદ્રવ થાય તો ખોળીઆ માંહેનો જીવ ચાલ્યો જાય. તેમ બાળકનું ભારે રોગ ખમવાનું ગજુ નથી તેથી તેને ભારે રોગ થાય તો તે મરણ પામે છે. તેથી કેટલીક પુત્રીઓને બાળપણમાં રાંડવું પડે છે. આથી તે બિચારીને આખો જન્મારો વૃથા ખોવો પડે છે. અને તે દરમીઆન તેને માથે ઘણી આફતો આવી પડે છે. તે એવી કે સસરો તે રાંડને ન સંગરે તો તેને પીએરમાં રહેવું પડે છે. ત્યાં તેને માથે ભોજાઇ વિગરે તરફથી ઘણી હરકત નડે છે. ઘણી

સ્ત્રીઓએ આવાં સંકટોથી પોતાને હાથે આપઘાત કરેલા છે, એવું આપણે સૌએ ઘણી જગોએ થતું સાંભળ્યું છે.

૩ કેટલાક છોકરા મોટી ઉમરે ગાંડા, ઘેલા, બોબડા, બેહેરા વિગરે નીકળે છે. એવાઓની સાથે પુત્રીને જન્મારો કાઢવો પડે છે. ત્યારે તે અતિ દુખ પામે છે અને વખતે ગાંડાઓના મારથી તે બીચારી અબળાઓને ઘણું દુખ પડે છે. અને બોબડા બેહેરાઓની સાથે કામ લેતાં તે બોબડા બેહેરા પતિ કાંઇ કમાતા નથી ત્યારે તેને સાસુ સસરા તરફની અથવા પીએરનાં ન હોય તો તેને તેનું તથા પોતાનું ભરણ પોષણ કરવું ઘણું કઠણ પડે છે. આ કારણોથી તે અબળાઓ માંની કેટલીક અબળાઓ ગાંડાના હાથમાંથી છૂટવાને પીઅરમાં જઇ વસે છે. અને પીઅરમાં ન સતાય તો બીજા પુરૂષોને લેઇને નાસી જાય છે. જ્યારે તે નાસી જાય ત્યારે તેમનો લાગતાં વળગતાંને કંઇ ખોબ લાગતી હશે? તે સૌ પોત પોતે વિચારવું જોઇએ.

આવીજ રીતે પુરૂષ પોતે નાની ઉમરનો હોય અને સ્ત્રી પોતે ડાગળી છટ હોય ત્યારે વખત તે પુત્રને તેની સાથે રહેતાં ભારે ભય રહેલું છે. અને વખતે તેવી સ્ત્રીથી એવા પુરૂષોએ પોતાનો પ્રાણ પણ ખોયો છે. તેમ ઘણા પુરૂષોને એવી સ્ત્રીઓની સાથે પોતાને બીજી કન્યા ન મળ્યાથી જન્મારો કાઢવો પડે છે ત્યારે કેવી અવસ્થા ભોગવવી પડતી હશે. કદી બોબડી બેહેરી હોય તો પુરૂષને ઝાઝી હરકત પડતી નથી પણ ઉપર કહ્યા પ્રમાણે હોય તો તે બિચારાને જનમારો મહા દુખમાં ગુમાવવો પડે છે.

૪ ઘણી સ્ત્રીઓ પોતે સૃષ્ટી કર્તાના નિયમ મુજબ મોટી થઇ જાય છે. અને બાળક તેમનું તેમ રહે છે. આને કજોડું કહે છે. કજોડાના ભવાડા વિષે સૌએ સાંભળ્યું હશે. અને એ બાબત ઘણાઓએ "કરમે કજોડું મારે જુગમાં વગોણું જોડું નવ જોયું મારૂં ડીલ અકારજ ખોયું." વિગરે કવિતાઓ બનાવેલી છે; અને ભવાયા એનો વેષ કાઢે છે, તેમ છતાં આ દેશની સ્ત્રી અને પુરૂષોના કાન આગળ મોટા ભડાકા થતા સંભળાય છે તો પણ તેમના કાન અને

આંખો ઉઘાડતી નથી. આ દુખ કન્યાને માથે કાંઇ ઓછું નથી. કન્યા પોતે ગ્રહસ્થાશ્રમની ઇચ્છા રાખે અને પુરૂષ પોતે ધાવણુ છોડીને અંન ખાતાં શિખે એ બેનો કેવો ગ્રહસ્થાશ્રમ ચાલે તે સો સ્ત્રી પુરૂષોએ વિચારવું જોઇએ. કદી આવી વખતમાં તે સ્ત્રીને તે પુરૂષથી છોકરૂ થયું તો તે કેવું બળવાન, નાજુક અને અકલવાન નીકળશે? અને એવાં છોકરાં પોતાના દેશનું શું દળદર મારશે? પુરૂષાર્થનું પકવપણું સોળ વર્ષ ઉપરાંતની ઉમરે થાય છે. તો આ બાળપણનું પુરૂષાર્થ કેવું હશે. તે પોતે બાળક કૌવતહીણુ તથા પુરૂષાર્થ હીણુ છે તો તેનું બાળકપણ તેવું થશે એમાં કાંઇ નવાઇ નથી. કદી બાળકમાં તેવું એ કૌવત નહી હોય અને સ્ત્રીને પુરૂષની જરૂર છે ત્યારે તે શું કરશે? તે ઉન્માર્ગે વહેશે કે નહીં? કદી એ ઉન્માર્ગે વહ્યા છતાં નીચ વરણની સાથે ખાશે ત્યારે તેથી ઉત્પન થયેલું સંતાન ઉંચ થશે કે નીચ? તે વિષે તમે ડાહ્યાં ડાહ્યાં થઇને ફરનારાં હિંદુસ્ત્રી અને પુરૂષો પોતાના મનમાં વિચારી જુઓ. વળી એ છોકરૂં સંસારનું કામ કરશે કે વિદ્યાભ્યાસ કરશે? નાની ઉમરમાં કમાવાનું માથે પડશે ત્યારે તે વિદ્યા વગર કેવું પેદા કરી શકશે? આથી તે બિચારી અબળાઓનો મનખો રદ જેવો છે અને તે પુરૂષનો પણ મનખો રદ જેવોછે અને તે બંને મોટી ઉમરનાં સમજણાં થશે ત્યારે તેઓ તેમનાં માબાપને કેવો શ્રાપ દેશે? સબબ તેઓને કદી એ માંહોમાંહી બનાવ હશે નહીં અને એક બીજાનાં મન પણ મળતાં નહીં હોય. આવી રીતે તેમને એકઠાં રહી આખી જીંદગી કાઢવાની છે-ત્યારે તેમનાં દીલમાં કેમ થતું હશે તે વિષે તમો સો સ્ત્રી પુરૂષોને વિચાર કરવાનો છે.

૫ વખતે પુરૂષ ઉધેરોગી એટલે પેઢીઓગત નીકળતો રોગીષ્ટ નીકળે છે. આથી તેનાં છોકરાં પણ તેવાં રોગી નીકળે છે અને તે સ્ત્રીને નજરો નજર દુખ પામતાં જોવાં પડે છે. છોકરાંનાં દુખ દેખી પોતાને દુખ રહે એમાં કાંઇ બહુ આશ્ચર્ય નથી. તમામ પ્રાણી માતની માતાઓને પોતાનું છોકરૂં વહાલું હોય છે તે છોકરૂં જ્યારે દુખી હોય છે ત્યારે પોતે દુખી હોય છે એવું આપણુ નજરે જોઇએ છીએ. તે

વિષે એક વાંઢરીને તેના બચ્ચાંનો પ્યાર તપાસી જોશો તો માલમ પડશે. તેમ માણુસ જાત પોતે દુખ પામે એમાં કાંઇ નવાઇ નથી. કદી પુરૂષને એવી સ્ત્રી મળે છે તો તેને પણ તેવુંજ દુખછે. અને પોતાની પેઢીમાં તે રોગ નહીં વ દાખલ થવાથી તેનો જીવ અહોનીશ મૂઝાયો કરે છે. આ રોગમાં પત વિગરે રોગ છે.

૬ ઘણી વખતે નપુષક નીકળેછે ત્યારે સ્ત્રીને પોતાની ભરજુવાની ગાળવી મહા મૂશ્કેલ પડે છે. કેમકે એ ભરજુવાનીનો વખત બરોબર સાચવીને અપોપણી બ્રહ્મચર્યપણામાં નીકળી જવો આખી દુનીઆંમાં જવલો પુરૂષ અને જવલી સ્ત્રી હશે. નપુંષક પુરૂષ અપોપણી નીકળે તો તે કંઇ બ્રહ્મચર્ય પાળીને નીકળ્યો ન કહેવાય. આથી વે નીતિનો ભંગ કરશે એમાં કાંઇ શક નથી. અને પુરૂષને રૂતુહીણ વાંઝયા સ્ત્રી નીકળી તો તેને પણ એવુંજ દુખ છે. કારણ કે તેઓના ધાર્યા પ્રમાણે છોકરાંને માટે પરણવું તે જ્યારે ન થાય ત્યારે તેમની જીંદગી ફોકટ જાયછે એથી તે આખી ઉમર સોચી સોચીને મરે છે.

૭ કોઇ સ્ત્રીનો પુરૂષ છકેલો અને દુરાચરણી નીકળે છે. પોતાની સ્ત્રીની બિલકુલ સંભાળ ન લેતાં પરાયાં ઘરાંએ ભટકતો ફરે છે અને વારંવાર તેને દુખ દેછે એટલુંજ નહીં પણ વખતે તેનાં પીએરનાં તરફનું કંઇ નાણું અથવા ઘરેણું હોય છે તો તે બદફેલીમાં વેરી મારી નાણાં ઉડાવી દે છે. કદી સ્ત્રી સામી થાય તો તેને મારેછે અને વખતે એટલો માર મારે છે કે તે બિચારીને પરલોકમાં જવાની જરૂર પડે છે. એ સ્ત્રી પરમાત્મા પાસે જઇને શો જવાબ દેતી હશે? તેમ કોઇ પુરૂષની સ્ત્રી ઉન્માર્ગે ગામી થઇ જાય છે તેથી તે પુરૂષની માઠી વલે થાય છે અને વખતે બીચારાનો જીવ લઇ નાંખે છે. તેઓનો મરતી વખતે અને મરતા પહેલાં દુખ પડતી વખતે માબાપ પ્રત્યે કેવો નિસાસો લાગતો હશે? અને પરમાત્મા આગળ તેઓ માબાપનું કેવું વાંચતાં હશે? તે સૌ સ્ત્રી પુરૂષો પોતાના મનમાં સમજી જોશો એટલે સર્વ તમને નફો નુકશાન માલમ પડશે.

૮ કેટલાક પુરૂષો રાંડવા નીકળે છે અને તે રાંડોની માફક રાં-

ડા આગળ ચાળા કરે છે. અને કોઈ તો તેમનાં લુગડાં પહેરીને તે સ્ત્રીના સામુંજ વૈરં થઈને બેસે છે. આ પુરૂષ સાથે તે સ્ત્રીને કેમ બનતું હશે? તે તમે સર્વ હિંદુસ્ત્રી પુરૂષો વિચારી જુઓ. આ પ્રમાણે પુરૂષોને કેટલીક સ્ત્રીઓ મરદ સરખી મળી આવે છે. તે તેમને ગમતી નથી ત્યારે તેમની જીંદગી શી રીતે સુખમાં જતી હશે?

આવી અરસ પરસ ખરાબીઓ છોકરાંનાં નાનપણમાં લગ્ન થવાથી થાય છે. અને તેઓ પરણવું તે શું અને પરણવાથી શા ફાયદા છે તે વિષે બિલકુલ જાણતાં નથી તેથી તે આ દુઃસ્તર સંસારમાં ભારે હાની ભોગવે છે. અને તેમનો જન્મારો મહા દુઃખમાં અને ફોકટ જાય છે. તથા તેમનાં માબાપોને માથે પણ ઘણાં સંકટો આવી પડે છે તથા તેમનાં નામ વગોવાઈ તેમની ઇજત ધુળધાણી થઈ જાય છે. અને વખતે તેમને માથે પેઢીઓ ગત કલંકો ચોટે છે.

આ ચાલથી તેમનાં માબાપ વગોવાયછે એટલુંજ નહીં પણ આખા દેશના નામને પણ બટો લાગેલો છે અને અસલ જે હિંદુઓ સુધરેલા ગણાતા અને જે હિંદુઓ બીજા દેશોના લોકોની મજાક કરતા તે હિંદુઓ આ દુષ્ટ વિનાશકારી ચાલે કરીને નામ પામ્યા છે અને તેમની તે લોકો મજાક કરે છે. અને અસલ જે હિંદુઓ પરાક્રમી ગણાતા અને જેમનામાં હુન્નર કળા તથા વિદ્યા વૃદ્ધિ અને ભારે સમૃદ્ધિ હતી તેથી તેઓ બીજાઓને ડબાવતા તે હિંદુઓ આવા માઠા ચાલે કરીને નિર્બળ, કળા અને સમૃદ્ધિ હીણ થઈ તેઓના હાથમાં ડબાઈ રહેલા છે. તે બધાંનું મુળ આજ માઠો ચાલ છે. એથી દેશમાં વ્યભિચાર વધ્યો, બળ ઘટયું, બુદ્ધિકમ થઈ અને તેની સાથે પૈસો ગયો. અને તેના બદલામાં આળસ સુસ્તાઈ, કુસંપ, દ્વેષ વિગરે દુરાચરણો પેઠાં,

આ સો દૂર કરવાને અને ગયેલી કીર્તિ પાછી મેળવવાને આવા માઠાશ ચાલ, આ દેશમાંથી ઝટ હાંકી કાઢવા જોઈએ. અને વિદ્યાભ્યાસ કરીને તથા દેશાટણ કરીને અનેક સુધારા કરી દેશની પૂર્ણ ચડતી થવાને ઉદ્યમ કરવો જોઈએ. આ ધારા દુર કરવાથી સ્ત્રી અને પુરૂષો બંનેને સુખ છે તેમાં વિશેષ કરીને સ્ત્રીઓને વધારે સુખછે. કારણકે

તેઓ પુરૂષોનું દાસત્વપણું ભોગવેછે તે વિદ્યાભ્યાસ કરી કેળવણી લેશે, અને દુરાચરણો દુર કરશે તો જલદી જેટલા પુરૂષોના હક છે તેટલા સ્ત્રીઓના છે અને સ્ત્રી અને પુરૂષ બંનેને પરમાત્માએ સરખું કામ આપેલું છે માટે તેઓ પુરૂષોના જેટલો હક ધરાવે છે એવું સાબીત કરી આપશે. અને તે તથા તેમનાં સંતાનોને કેટલાં બધાં દુખ પડે છે તે દૂર કરવાના તેમને વિચાર સુઝતાં નથી તે સુઝશે અને તેથી તેમનાં બાળકો તથા તે પોતે અને તેમના ભરથાર આ સંસારસાગરમાં સુખ ભોગવીને સરળથી તરી પાર પડશે. માટે હે દેશી સ્ત્રીઓ જાગૃત થાઓ અને આ સમયજાયછે તેવો ફરીને હાથ લાગવો મુશ્કેલ છે. આ સમય ગયા પછી તમે તેવાં ને તેવાં રહેશો તો તમારૂં દાસત્વપણું કદીએ નીકળવાનું નથી અને તમને કદીએ સુખ મળવાનું નથી માટે તમે સદ કેળવણીઓ લો અને તમારા બાળકોને આપો. તમે સૂલમ કરો અને તમારાં ઘરનાં માણસો પાસે કરાવો, તમે સદરસ્તે ચાલો અને સદમારણ ઝાલો અને તમારાં બાળકોને સદરસ્તે ચઢાવો અને તેવા મારગ આ દેશમાં ઝલાવો. જેથી તમને તથા તમારા નામીચા હિંદુઓના દેશને ગયેલી કીર્તિ પાછી મળે.

## દિકરા દિકરીને નાની ઉમરમાં સંસારમાં નાંખવાથી થતી ખરાબી.

ઉપર કહ્યું છે કે ગરમ દેશમાં સ્ત્રી સોળ વર્ષની ઉમરે ભર જુવાનીમાં આવે છે. અને પુરૂષ વિશ વર્ષની ઉમરે ભર જૂવાનીમાં આવે છે. તે દેશમાં બાળલગ્ન કરવાનો ચાલ હોવાથી સ્ત્રી ભરજૂવાનીમાં આવે છે ત્યારે પુરૂષ ભર જૂવાનીમાં આવતો નથી. પણ બાલ્યાવસ્થા રહે છે. એ વખત એને ભણવાનો છે. પણ સ્ત્રી ભર જૂવાનીમાં હોવાથી તેને તે કામ પડતું મૂકી ઘર સંસારના કામમાં ગુંથાવું પડે છે. તેથી તેનો અભ્યાસ પડતો રહે છે. અને કમાવાની સોચનામાં પડવું પડે છે. એ વખતે તેની કાચી ઉમર, અને કાચો બુદ્ધિ હોવાથી વર્ષ દહાડે બે ચાર રૂપીઆની ગૂમાસ્તી કરવી પડે છે. આગળ જતાં જતાં

કશ બાર રૂપીઆ મળે છે, ત્યાર સુધીમાં તેની સ્ત્રીને સંતાન થાય છે; તેથી તે બીચારા પુરૂષને તેમનું ગુજરાન કરવાનો ભારે સોસના પેસે છે. પોતાને પગાર ટુંકો હોવાથી તે વારંવાર હિજરાય છે. વખતે હાલના રીવાજ પ્રમાણે તેના માબાપના ઘરમાં લડાઇ ટંટો સળગે છે ત્યારે તેને જૂદો કાઢે છે. જૂદો કાઢયા પછી તેની માઠી વલે થાય; વખતે ટુંકા પગારને લીધે અંન મળતું નથી અને વખતે લુગડું મળતું નથી. તે વખતે તે સ્ત્રીનાં લુગડાં લત્તાં વિગરે તેનાં પીએરીઆંને કરવાં પડે છે. ત્યાંથી કદી લુગડાં મળતાં બંધ થાય ત્યારે તે સ્ત્રીને ફાટેલે હવાલે ઢાંક પીછોડો કરીને ઘરમાં રહ્યાં રહ્યાં ગુંગળાવું પડેછે. આવી રીતે તે બીચારાંનો કુતરાની માફક ચિંથરે હાલે જન્મારો જાય છે કદી ખરચ આવી ચડેછે ત્યારે પાસે પૈસો હોતો નથી તેથી કોઇનું દેવું કરવું પડે છે. આ પ્રમાણે તે બિચારાં જુજ કમાઇને લીધે આખી ઉમર સુધી ગરીબ અવસ્થા ભોગવે છે. આમાં વળી ઘણીકવાર સ્ત્રી પુરૂષોનાં મન મળેલાં હોતાં નથી તેથી વારંવાર સેજસાજ કજીઓ કંકાસ રહે છે. તેથી તેમની જંગળ વગરની ભવાઇ થાય છે. વખતે પુરૂષ સ્ત્રીને મારે છે અને વખતે પુરૂષ ડબાઇ ગયેલો હોય છે તો સ્ત્રીનો માર ખાયછે. આ તમાસો પાસે ઉભેલાં નિર્માલ્ય છોકરાંના જોવામાં આવે છે, તેઓ તે જોઇને તેવું શિખે છે. તેથી છોકરાં આગળ જતાં કુપાત્ર નિવડે છે, કદી છોકરાં સુધરે પણ તેમને ભણવા જેટલો પૈસો મળતો નથી તેથી તેવાં ને તેવાં રહે છે, અને આગળ જતાં એમની માબાપનાથી પણ નઠારી અવસ્થા થાય છે.

ઘણી જગોએ જાણી બુજીને ઉંચા કૂળની લાલચે મોઠી કન્યાને તેનાં માબાપ મોટા કૂળના નાના બાળક સાથે પરણાવે છે. આથી ઉપર કહેલા બરોબરવયના બાળ લગ્ન કરતાં પણ માઠી વલે થાયછે. તે પુત્રીને ઘરનો કબજો ન હોય તો ઉનમાર્ગે વહી જાય છે અને નીતિનો ભંગ કરે છે. પછી તેનું દીલ બીજા સાથે બળગેલું હોય છે તેથી તેને પેલો બાળક નાના છોકરા જેવો લાગે છે તેથી તેના ઉપરથી તેનું મન પાછળથી ઉતરી જાય છે, અને કોઇ દીવસ તેમનું મન મળતું આ-

વતું નથી તેથી તેમની જીંદગી કલેશમાં, નિર્ધનપણામાં અને પશુવત જાય છે તેથી પરણવું તે શું અને ગ્રહસ્થાશ્રમ ચલવવો તે શું તે તેઓ જાણતા નથી તેમ છતાં બળાત્કારે તેમને ગ્રહસ્થાશ્રમમાં નાંખે ત્યારે તેથી કેવું ફળ થાય? એવા પુરૂષમાં પુરૂષાર્થનો જુસ્સો નથી તેથી તેનાથી ઉપજેલું બાળક પુરૂષાર્થહીણ, બદશીકલ અને રોગીષ્ટ થાય એમાં કાંઇ તર્ક કરવા જેવું નથી. એ બાળક મોટી ઉમરનું થાય તો શું કામ કરી શકે? શું તેનાથી કોઇ મરદામીનુ કામ પણ થશે? શું તે અક્કલવાન નીકળી દુનીઆંને લાભ કરતા પણ શકે? ના, તે તેવું કદી થનાર નથી. એ પોતે બાયલા જેવું એટલે અબળ અને અક્કલ હીણું હશે. એટલે એનાથી શું થાય?

તેમ આ દેશમાં એવો પણ ચાલ છે કે પુરૂષ પોતે જુવાનીની અવસ્થામાંથી નીકળી જરાવસ્થામાં દાખલ થયેલો હોય છે. તેની સાથે નાની પુત્રીનું લગ્ન કરે છે. આ ધારાથી તે પુત્રીને તે પુરૂષ સાથે અણગમો થાય છે. અને તે સફેત પળીઆંવાળો આદમી તેની જુવાનીની બહારમાં તેને ગમતો નથી તેથી તે અનીતિ કરતાં શીખે છે. આવી વખતે પુરૂષ કદી તેને વારવા માટે કંઇ ઉપાય લેતો તે કુપુરૂષના ઉપદેશથી સ્ત્રીના હાથે માર્યો જાય છે. અને પોતે રાંડયા પછી મોકળી મહાલે છે અને ભારે અનીતિ કરી મોટાં મોટાં અઘોર કર્મો કરે છે; નાની વયમાં તે પુત્રીને સાસરે વળાવામાં આવે છે ત્યાં તેને જઇ સંસારમાં પડવું પડે છે, અને કાચી વયમાં તેને સંતાન થાય છે. આ સંતાન પણ ઉપર પ્રમાણે અબળજ નીપજે છે. કારણ કે તમામ પુત્ર અને પુત્રી સ્ત્રીના લોહી અને પુરૂષના વિર્યથી ઉત્પન થયેલાં છે. આ વખતમાં પુરૂષનું વિર્ય જુસ્સાહીણું અને સ્ત્રીનું લોહી પણ તેવું ભર જુવાની જેવું હોતું નથી પણ કોમળ હોય છે તેથી તે સંતાન અબળ અને બદશીકલ થાય છે.

આવી રીતે નાની ઉમરમાં દિકરા દિકરીઓને નાંખવાથી અનીતિનો વધારો થાય છે. પ્રજા અબળ, અકલહીણ, બદ શીકલ અને રોગીષ્ટ નિપજે છે. તથા પુરૂષોને નાની ઉમરમાં સંસારમાં ચંપાવાથી દુ-

નીઆમાં કહી શકાતું નથી કે પુરૂષ શું ન કરી શકે? તે સા કરવું વિદ્યાવડે છે. તે તેનામાં હોતી નથી તથી તેની જડ બુદ્ધિ રહે છે, પૈસા ઓછો પેદા જાય છે, દેશનાં માણુસો અબળ એટલે બાયલાં થાય છે તથા કુસંપ, કજીઆ અને કંકાસ દેશમાં ભર્યાને ભર્યા રહે છે.

જે દેશમાં મોટી ઉમરે પોતાના મન ગમતી સ્વભાવને, વિદ્યાને અને ગુણુ મળતી સ્ત્રી અને સ્ત્રીને મળતો પુરૂષ ઇચ્છાવર વરવાનો ચાલ છે તે દેશમાં બળ, બુદ્ધિ, પૈસા અને સર્વ પ્રકારની આબાદી હોય છે. આ દેશમાં અસલ ચાલ હતો પણ હાલમાં તે નથી તેથી તેઓની ધ્યાનમાં એ વાત આવશે નહીં. તેઓના મનમાં એમ આવશે કે કદી એ પ્રમાણુ મોટી ઉમરનાં સ્ત્રી પુરૂષોમાં એ પ્રમાણે અરસપરસ પ્રથમ પ્રીત કરતાં બીગાડ થતો હશે; તો તેમ સમજવું એ ભૂલ છે. કારણુ કે જ્યાં વિદ્યા છે ત્યાં નીતિ છે અને જ્યાં નીતિ છે ત્યાં પાક મહોબત હોય એમાં કાંઇ સંશય નથી. માટે હે દેશી સ્ત્રી અને પુરૂષો તમે તમારાં બાળકોને કેળવણી આપો અને તેઓને મનખો નાની ઉમરમાં સંસારમાં નાંખી બગાડો છે તથા એથી દેશની પડતી હાલત આવી ગઇ છે અને હજુ આવશે માટે મનમાં ખુબ સમજીને તથા એથી કેટલી બધી ખરાબી થાય છે તેનો સારાંશ હેવાલ સમજીને એ ચાલ દુર કરો. એથી તમારા વંશની તમામ રીતે આબાદી થશે. અને તમારા દેશની ચઢતી કળા થશે માટે આ નઠારો ચાલ દુર કરો.

## રૂડી સ્ત્રી કોણુ અને ભુંડી સ્ત્રી કોણ.

રૂડી સ્ત્રી કોણુ?

જે સ્ત્રી પોતાનાં સાસુ, સસરો, દીએર, જેઠ, માબાપ, ભાઇભાંડુ અને વહુવારૂ તથા આડોસી પાડોસી વિગરે સંબંધવાળાં અને સંબંધ વગરનાં તમામ માણુસો સાથે નમ્રતા પૂર્વક હળી મળીને ચાલે અને તેઓની સાથે કજીઓ કરે નહીં, પોતાને જેઓની સેવા કરવી ઘટે છે તેઓની સેવા કરે અને જેઓની સલાહ લેવી ઘટે છે તેઓની સલાહ લેઇ શુભ કામ કરે; પોતાનો પતિ કોઇ પ્રકારથી દુખી થતો હોય તો તે દુખમાં પોતાથી બને તો ભાગ લે અને તેને ધીરજ

આપે તથા પોતાનાં મધુર વચનોએ કરી રંજન રાખે અને પોતાથી બને તેટલી મદત કરે, પોતાનાં બાળ બચ્ચાંને નીતિની કેળવણી આપે અને આગળ જતાં એઓ પોતાનાં કામ સરળથી પાર પાડે તે વિષે ચિંતવન રાખે અને તેમને વિદ્યાભ્યાસ કરાવે; પોતે ચાલતી નઠારી રૂઢીઓથી દુર રહી પોતાનાં માણુસોને તે પ્રમાણે ન ચાલવા દેવા માટે સુબોધ આપે; હમેશાં મોંઢેથી સદવાક્ય કાઢે અને પોતાનાં માણુસોને તે પ્રમાણે ન બોલવા માટે અને તેથી ખરાબી થાય છે તે વિષે ઉપદેશ કરે; પોતાનો ઘર કામથી બચેલો વખત આળસ અને પરનિંદા કરવામાં કે એવી હરેક હાનીકારક બાબતમાં ન ખોતાં સુઉદ્યમ કરવામાં પરમેશ્વરની ભકિત કરવામાં કે કોઇ શુભ નવિન વિચાર કરવામાં કાઢે; ગરીબ અને અપંગ પ્રાણી જાતપર દયા રાખે; પોતાનું ગજુ હોય તો પરમાર્થ કરવામાં નાણું વાવરે; પોતાના ગજા માફક ઘર ખરચ રાખે; ફોગટ અને સ્વાર્થહીણુ કીર્તીમાં એક પાઇ ન વાવરે; ખોટી વસ્તુનો અને ખોટી સોબતનો ત્યાગ કરે; અદબની હદ ન છોડે અને સૌનું સારૂં ઇચ્છે; પોતાના ઘરને, નાતને અને દેશને માન મળે એવાં કામો કરે અને એવા કામોમાં બનતી મદત કરે; પોતાનાં બાળ બચ્ચાંને નાની ઉમરમાં સંસારમાં નાંખીને ન બગાડે અને કોઇ પોતાનાં હરેક સંબંધવાળાં અજ્ઞાનપણાએ કરી સેજસાજ મતલબ સારૂ એવી રીતે પોતાનાં બચ્ચાંનો સ્વાર્થ બગાડતાં હોય તો ઉપદેશથી અથવા દરેક પેરવીથી રોકે; પોતાનું કે પારકાનું છિદ્ર ખુલ્લુ ન કરે; નઠારી વાતનો લોભ ન રાખે અને કદીએ ક્રોધ ચઢાવે નહીં; હમેશાં સંતોષ રાખી પોતે પ્રસન્ન રહે અને બીજાઓને પ્રસન્ન રાખે; નીતિ જાળવે; પોતે સુઘડ રહે અને પોતાનાં માણુસોને સુઘડ રાખે; એ સિવાય પરમાત્માના નિયમોને અનુસરીને પોતાને આ સંસારમાં જન્મ્યા પછી જે જે ફરજો બજાવવાની છે તે ફરજો બજાવી પોતે પોતાના ભરથારને સાથે લેઇ સુખ શાંતિથી આ વિકટ સંસાર સાગરમાંથી તરી પાર ઉતરે એ રૂડી સ્ત્રીનાં લક્ષણુ છે.

ભુંડી સ્ત્રી કોણુ—પોતે મલીન રહે અને પોતાનાં બચ્ચાં વિગરે

ને મલિન રાખે, હમેશાં ભડભડતી ઉઠે અને પોતાનાં બાળકને અને ધ-ણી, સસરા, સાસુ ઇ. ને ધમકાવે તથા પોતાના ઘરમાં અને બહાર આડોસી પાડોસી વિગરેની સાથે લડાઇ ટંટા કરે; સાસુ, સસરા, દી એર જેઠ અને પોતાનાં માબાપ ઇ. ની શુભ આજ્ઞાઓ ઉલંઘન કરીને અવળી ચાલે; મનમાં બેપરવાઇ રાખે; મોંઢેથી કઠોર અને બિભત્સ વે-ણો કાઢે; રડવે કુટવે શુરી અને સ્વાદે પૂરી હોય; પોતાનાં અને પારકાં છિદ્રોને ખુલ્લાં કરે; ઘરમાં ભર્યુ ભાદર્યુ હોય પણ પોતે જંપીને ખાય કે ખાવા ન દે; અનીતિ કરતાં બીએ નહીં અને હીંડતાં ચાલતાં ની તિનો ભંગ કરે; પારકી નિંદા કરે અને ડગલે પગલે જુઠાં વેણ બોલે અનેક તરેહના ઢોંગ કરે અને ઘરનાં માણસોને સતાવે; વાવરવાનું ત્યાં ન વાવરે અને ન વાવરવાનું ત્યાં વાવરે, પોતાનું ગજુ ન હોય તેમ છતાં ઘરેણાં ગાંઠાં કરવાની તથા પોતાનો બોલ પળાવવાની આ-ડાઇ લે; પોતાનો વખત આળસ, ઉંઘ કે કુથલી કરવામાં કાઢે; પરમા-ત્માના નિયમોનું ઉલંઘન કરે અને પોતે પાપમાં પડી પોતાનાં કુળમાં બાળ બચ્ચાંને તેમાં હોમે; પોતાના બાપદાદાનાં અને ધણીની સાત પેઢીનાં નામને બોળે; પરમેશ્વરની કદીએ ભક્તિ ન કરે અને ગરીબને દુઃખ દે; પરમાર્થ થતું અટકાવે અને કુચાલની વૃદ્ધિ થવામાં રાજી થાય; કોઇનું ભલુ ન ઇચ્છે, જ્યાં જવું ઘટે ત્યાં ન જાય અને જ્યાં જવું ન ઘટે ત્યાં જાય; કરાવવું ન ઘટે તેની સાથે કામ પાડે અને જેની સાથે કામ કરાવવું ઘટે છે ત્યાં વેરવાસો તથા લુચાઇ, ઠગાઇ કરવામાં અને લોભ ક્રોધને વિષે પૂરી હોય તેને છેક ભુંડી સ્ત્રી જાણવી.

કેટલીક સ્ત્રીઓ બહારથી ડાહી અને બોલવા ચાલવામાં જાણે વિવેકવાળી હોય તેવી દેખાય છે પણ તે પોતાના ઘરમાં કજીઓ કંકાસ રાખે છે તથા ઘણીક વાતોમાં આડાઇ રાખે છે તથા પોતાના ધણીના કામમાં મદત કરવાને બદલે ઉલટી તેને દુભવેછે એ પણ રૂડી સ્ત્રી ન કહેવાય. તેમ કેટલીક સ્ત્રીઓ તમામ તરેહથી સ્વચ્છ અને સુ ઘડ દેખાય છે, ઘરમાં તથા ઘર ધંધામાં સારી હોય છે પણ તે છુપી રીતે

પાપ કરવાનો લાગ આવે ચુકતી નથી એવા દાખલા ઘણા નજરે જોવામાં આવ્યા છે. સ્ત્રીઓ અબળા કહેવરાવી કુકર્મ કરવાને જરા આચકો ખાતી નથી પણ આખરે પરિણામ તો નબળોજ થાય છે અને દુનિઆમાં આવા કુકર્મને ખરાબ દાખલા ઉઘાડી રીતે બતાવી પોતે ફજેત થાય છે સગાં વહાલાંને ફજેત કરે છે અને કુટુંબનો માળો તોડી નાંખે છે. આવી નફટ સ્ત્રીઓ પોતાની પછવાડે ખરાબ નામ કહાડે છે અને તેના ખરાબ દાખલા બીજાને બતાવે છે માટે સર્વ સંસારી માણસોનો ધર્મ એ છે કે સ્ત્રીઓને જોઇએ તે કરતાં વધારે છુટ ન આપવી અને બને ત્યાં સુધી પોતાના કબજામાં રાખવી અને જ્ઞાનની શીખવવી એ હિંદુ જમાનાને વધારે અનુકુળ હોય એમ મારા વિચારમાં છે. તથાસ્તુ.

### દુહો. પ્રભુ સ્તવન.

ઓ ઇશ્વર આ દેશપર; મે'ર કરીને આજ
દુષ્ટ રૂઢીઓ દુર થઇ, સુધરે નાર સમાજ.
આર્ય ઘણા મોટા હતા, ધન બુદ્ધિથી સાર
દુષ્ટ રીવાજે ડાબીને; પો'ચાડયા પાતાળ.
(પણ)કૃપા કદી જો તાહરી, હમપર પૂરી થાય;
આભે જટાને ઝાટકીએ, રંક ગતિત્રવ ન્યાય;
વધુ વાત તે શી કહું, તું અંતરનો જાણ;
કળા કરો ચઢતી પ્રભુ હિંદુની નિર્માણ.

**સમાપ્ત.**

---

5-5-83.